# રીતિદર્પણ.



સુરતના વડનગરા નાગરની ન્યાતમાં જનોઈ, લગ્ન, સીમંત
વગેરે પ્રસંગોમાં ચાલતી રીત,
એવે પ્રસંગે ગવાતાં ગીત, કેટલાક ગરબા
તથા

## પાકવિધિ.

તૈયાર કરી પ્રસિદ્ધ કરનાર


ઇંદિરાગૌરી (વ્હાલીબ્હેન)
રા. બા. મુકુંદરાય મણિરાયની પુત્રી
અને
રા. સા. રતિરામ મોતીરામ ઇન્સ્પેકટરની સ્ત્રી.



સુરત.




---


આવૃત્તિ ૨ જી.
સંવત ૧૯૭૦

---

કીંમત રૂ. ૩-૦-૦

૧૫,૩૦૪

સુરત ખપાટીઆ ચકલાપર આવેલા પ્ર. અ. ના

ધી સુરત જૈન પ્રીન્ટીંગ પ્રેસમાં મટ્ટુભાઈ ભાઇદાસે છાપી.

# અર્પણપત્રિકા.



મારા સદ્ગત પરમ પુજ્ય પિતાશ્રી રા૦ બા૦

મુકુંદરાય મણિરાય.

જેઓ સર્વ કુટુંબજન પ્રતિ અનુપમ વાત્સલ્ય

ધરાવવા ઉપરાંત જ્ઞાતિ તથા શહેરની

ઉન્નતિ માટે સદા ઉત્સુક હતા

તેમને આ ગ્રંથ

અર્પણ કરૂં છું.

# પ્રસ્તાવના.

---

દહાડે દહાડે લોકોના આચાર તથા વિચારમાં ફેરફાર થતો જોવામાં આવે છે, અને જુના જમાનાની રૂઢિ વિષે ઉછરતી પ્રજાનું અજ્ઞાન વધતું જાય છે. ઘણે પ્રસંગે તો પરિપકવ ઉમરે નહિ પહોંચેલી સ્ત્રી ઉપર ગૃહકાર્યનો ભારે બોજો આવી પડે છે અને પોતાની સંતતિના લગ્ન વગેરે ટાણે તેને પોતાનું ગૃહિણીપણું સાચવતાં ઘણી મુઝવણ પડે એ સ્વાભાવિક છે. જેમને અનુકૂળતા હોય તેઓ એવે પ્રસંગે વૃદ્ધ, અનુભવી સ્ત્રી અથવા પુરૂષની વારંવાર સલાહ લઇ કામ કરે છે. પરંતુ એવી સલાહ સહુને સુલભ નથી તેમજ એમ કરવાથી કાલાંતરે ભ્રાંતિ તથા મતભેદ થવાનો સંભવ રહે છે. આ કારણથી જુદી જુદી ન્યાતના આચાર, રૂઢિ અથવા રીતભાતનો સંગ્રહ તે તે ન્યાતના લોકોને ઘણોજ ઉપયોગી થઇ પડયા વિના રહે નહીં એમ માની મારી અલ્પમતિ પ્રમાણે મેં આ 'રીતિદર્પણ' નામનું પુસ્તક તૈયાર કર્યું છે, જેમાં સુરતનિવાસી વડનગરા નાગર ગૃહસ્થની ન્યાતની રીતભાતનો સમાવેશ કરેલો છે. જનોઇ, લગ્ન, સીમંત વગેરે પ્રસંગે થતી રીતભાત તથા ગવાતાં ગીતના સંગ્રહ ઉપરાંત એમાં ગરબાઓનો સારો જથો આપેલો છે. અને તરૂણ સ્ત્રીને વિશેષ કરી ઉપયોગી પાકવિધિનું પણ છેવટનું પ્રકરણ રાખવામાં આવ્યું છે. માટે આશા છે કે ખાસ જે ન્યાત માટે આ પુસ્તક રચ્યું છે તે ઉપરાંત બીજી જ્ઞાતિઓના લોકોને પણ એ રૂચિપાત્ર થશે અને એમાંથી તેમને કંઈ કંઈ પણ ગ્રહણ કરવા યોગ્ય લાગશે. પુસ્તકમાં જો કાંઇ ખામી હોય તેને સુજ્ઞ વાંચનાર દરગુજર કરશે એવી આશા છે.

ગ્રંથકર્ત્રી.

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

સંવત્ ૧૯૫૫ માં છપાયલી આ પુસ્તકની પહેલી આવૃત્તિની તમામ નકલ ખપી જવાથી તેની બીજી આવૃત્તિ આજે કાઢવાનો યોગ આવ્યો છે. આ આવૃત્તિમાં રીતભાતમાં કેટલાક જરૂરી સુધારા કર્યા છે અને પાકવિધિના પ્રકરણમાં કેટલોક ઉમેરો પણ કરવામાં આવ્યો છે. પાકવિધિની બાબતમાં મને મૂળથીજ ગં. વિમળાગૌરીના પરીપકવ અનુભવનો લાભ મળ્યો હતો. અમારા નિકટ સંબંધને લીધે એઓ એમની હયાતી દરમ્યાન મને ઉપકારનું નિવેદન કરવા દે એ અસંભવિત હતું. હવે દુર્ભાગ્યે એઓ વિદેહ થતાં મારા અંતઃકરણની તીવ્ર લાગણી આ પ્રસંગે જાહેર કરૂં છું.

સુરત.<br>
આષાઢ સુદી પડવો ૧૯૭૦<br>
તા. ૨૪ જુન ૧૯૧૪.

ગ્રંથકર્ત્રી.

# અનુક્રમણિકા.



## પ્રકરણ ૧ લું.



## પ્રકરણ ૨ જું.

## પ્રકરણ ૩ જું.

## લગ્નમાં વર તરફથી કરવાની રીત.

## લગ્નમાં કન્યા તરફથી કરવાની રીત.

## પ્રકરણ ૪.

## પ્રકરણ ૫.



## પ્રકરણ ૬.



## પ્રકરણ ૭.



## પ્રકરણ ૮.



## પ્રકરણ ૯.



## પ્રકરણ ૧૦.



## પ્રકરણ ૧૧.

# શુદ્ધીપત્ર.



| પાનું. | લીંટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪ | ૧ | મોગવેણ. | મોગવેસણ. |
| ૯ | ૨ | પ.દર. | પંદર. |
| ૧૬ | ૨૨ | મોકલવાં. | મોકલવો. |
| ૨૫ | ૧૪ | એક. | એ. |
| ૨૮ | ૬ | આવ્યાં. | આપ્યાં. |
| ૩૪ | ૧૮ | વળાવવા રીત. | વળાવવાનીરીત. |
| ૩૬ | ૧૨ | સુંસર. | સુતર. |
| ૪૨ | ૧૮ | છોકરીની. | છોકરીને. |
| ૬૪ | ૨ | તેળવા છે. | તોળવા છે. |
| ૬૭ | ૧૬ | બ્હેન. | બ્હેનડ. |
| ૭૨ | છેલ્લી લીંટી | ઇશ્રર. | ઇશ્વર. |
| ૮૯ | ૧૪ | વાસુદેવને. | વસુદેવને. |
| ૯૧ | ૧૫ | ચચવા. | યાચ્યવા. |
| ૫૩ | ૧૦ | કમાન. | કમાડ. |
| ૧૨૭ | ૬ | મોર. | મોડ. |
| ૧૪૪ | ૯ | તેવી. | તેની. |
| ૧૪૯ | ૧૪ | ક્હે. | કહે. |

| | | | |
|---|---|---|---|
| ૧૫૪ | ૧૧ | કયા વેડે ફુલ. | કયા ભાઇ વેડે ફુલ. |
| ૧૬૨ | ૩ | વધારીઆં. | વધારીઆં. |
| ૧૬૨ | ૧૩ | નયને શું. | નયનાસું. |
| ૧૬૯ | ૧ | જાબનીયાનું. | જોબનીઆતું. |
| ૧૭૨ | ૧૨ | દેખાઇ તારે. | દેખઇતારે. |
| ૧૯૪ | ૧૨ | ભેળીરે. | ભોળીરે. |
| ૨૦૨ | ૧ | કુલ. | કાલ. |
| ૨૦૩ | ૧ | ચંદાલીઓ. | ચાંદલીઓ. |
| ૨૦૬ | ૩ | જાય મંગળ ફરી. | ચાર મંગળ ફરી. |
| ૨૦૭ | ૬ | મોહેરે. | મોહે. |
| ૨૦૯ | ૪ | વેદે વાણી. | વેદ વાણી. |
| ૨૧૬ | ૮ | મારગે. | મારગ. |
| ૨૨૧ | ૨ | ભ્હોઇને. | મ્હોઇને. |
| ૨૨૧ | છેલ્લી લીટી. | રાખવું. | નાખવું. |
| ૨૨૬ | ૧૬ | શીંખડ. | શીખંડ. |
| ૨૨૯ | ૧૧ | સુરભ્યાની. | મુરબ્બાની. |
| ૨૩૫ | ૧૩ | મીઠું. | મીઠું. |
| ૨૩૯ | ૯ | મણ. | પણ, |



॥ શ્રી ગણેશાય નમઃ ॥

# રીતિ દર્પણ.

અનુષ્ટુપ્.

શારદામાત આરાધું, યાચના કરૂં સાણની ॥
વિશ્વવિષે રહી વ્યાપી, વાણી દે વરદાયની ॥

ગીતિ.

દર્પણ કરમાં જોતાં, મુખાકૃતિ જેમ ભાસે છે સ્પષ્ટ,
આ રીતિદર્પણ જોતાં, રીતિ સહુ જાણો ન્હેન વિના કષ્ટ.
ભુલ ચુક જો કાંઈ ભાસે, તો સ્વમતિથી સંભાળી લેજો,
વિચારીને નિજ સ્થિતિ, ઘટીત રીતિએ લગ્ન સમે વહેજો.

---

## પ્રકરણ ૧ લું.

છોકરાનું ચુડકણ હોય તો આગળ જનોઇની પીઠીની રીત લખી છે તે પ્રમાણે મોસાળથી પીઠી લઇ જવી ને તે દહાડે જનોઈની પેઠે મોગવેસણુ ઝાડકવાં અને મોસાળના ચાંલ્લા, જનોઈ વખતે મોસાળના ચાંલ્લાની રીત લખી છે તેથી અર્ધા, કરવા.

છોકરાને છાનું મુંડણ કરવાની રીત હોય તો છોકરાને મોસાળથી લૂગડાં અથવા રોકડા રૂ. ૧૦)થી ૪) સુધી શક્તિ પ્રમાણે આપવા.

## છોકરાનો વિવાહ મળે ત્યારે છોકરા તરફથી કરવાની રીત.

છોકરી તરફથી વિવાહ મળ્યાની હા લઇને આવે તેને રૂ. ૧૧) થી રૂ. ૪) સુધી આપવા.

સારો દહાડો જોઇને વિવાહની ધુમ ઉરાડવી. તે વખત ગીત ગવડાવવાં. તેડયાની રીતનાં લૂગડાં ઘરેણાં કરવાં અને ખાવાનું તથા પતાસાંનો પડો શેર ૧ા નો આપવો. તથા મોસાળ સાસરાથી રૂ. ૨) આપવા. છોકરાના વડીલે વહુને તેડવા જવું.

દરવર્ષે હોળી બળેવે શક્તિ પ્રમાણે વહુને લૂગડાં કરવાં તથા ખાવાનું મોકલવું. દીવાળીએ ખાવાનું તથા આતશબાજી મોકલવી. સંક્રાંતે એકલું ખાવાનું મોકલવું. વાડી ભરાવે તો ખાવાનું મોકલવું. બળેવે બરફીની માટલી તથા રાખડી મોકલવાં.

નીચે લખેલે દિવસે હારપાન મોકલવાં:—

અલુણાં, દિવાસો, કાજળી, ધરભસુ, તથા અમકારીઆં સાતેમ એ દીવસોએ હારપાનમાં ફુલનો હાર, પાન, સોપારી, તજ, લવિંગ, એળચી, જાયફળ, જાવંત્રી અને કેવડીયો કાથો મોકલવાં. તથા વહુ અલુણાં કરતી હોય તો ફરાળ પણ મોકલવો.

### છોકરી તરફથી કરવાની રીત.

છોકરીના ભાંડુને હા કહેવા મોકલવું અથવા બે તરફનું સગું હોય તે જાય.

સાસુસસરા છોકરીને તેડવા આવે તેને દરેકને રૂ. ૪) અથવા રૂ, ૨) આપવા. બીજાં જોડે આવે તેને દરજ્જા પ્રમાણે આપવું.

સારો દિવસ જોઇ જમાઇને ઘેર તેડી રીતનાં લૂગડાં કરવાં

અથવા રોકડા રૂપીઆ આપે તો રૂ. ૯) થી રૂ. ૧૫) સુધી શક્તિ પ્રમાણે આપવાં. ખાવાનું તથા પતાસાનો પડો શેર ૧નો આપવો. મોસાળ સાસરેથી રૂ. ૨ આપવા.

હોળી, બળેવે લૂગડાં તથા ખાવાનું.

દીવાળીએ ખાવાનું તથા આતશબાજી.

સંક્રાંતે ખાવાનું.

છોકરીને સાસરેથી અલુણાંનો ફરાળ આવે તો તેના બીડાંનો રૂ. ૧) આપવો.

હારપાન લાવે તેમાં પાવલી અથવા બે આની મુકવી.

દરેક વખતે ખાવાનું લાવનારને અડધો આનો આપવો.

---

## પ્રકરણ બીજું.

---

### જનોઈમાં કરવાની રીત.

પ્રથમ સૌ સગાંને તેડીને જનોઈનું મુહૂર્ત દેખાડવું. તે વખત જોશીને રૂ. ૧) તથા ઘઉં શેર સવા આપવા.

જોશી મુહૂર્ત આપે તે દિવસે વીણવું તથા ઘરના લાડકાલાડુ કરવા ત્યાર પછી મહિયારીએ લાડકાલાડુ કરવા ને તે લાડકાલાડુ જેટલી કિંમતના હોય તેથી બમણા રૂપીઆ બીડાંના મહિઆરીને આપવા.

ઘરની કુંવારી છોકરીને સાસરેથી લાડકાલાડુ આવે તે ન રાખતાં રૂ. ૧) બીડાંનો આપવો. પરણેલી છોકરીને ત્યાંના રાખવા. જનોઈ દેવડાવવાવાળું ભાડું મોટું હોય તો બીડું આપવું.

## મોગવેસણની રીત.

મોગવેસણના મુહૂર્તને દિવસે મોસાળથી પીઠીમાં છોકરાને લાડકોલાડુ, સગાવહાલાંમાં વ્હેંચવાનો ધસોટીયો લાડુ તથા વધામણું લઇ જવાં.

વધામણાના સમાનની વિગત—પીઠી, કુંકું, ભાત, તેલ, સોપારી સાત, નાળીએર એક, ચોખા શેર ૧) અત્તર, ગુલાબજળ, મોગરેલ, વાનો, ઈંડીપીંડી તથા હાર કલગી.

## મોગવેસણ ઝાડકવાની રીત.

વાંકસાથીઓ કહાડેલાં સુપડાં સાત. તે દરેક સુપડામાં મોગ તથા સાજી તથા હળધના ગાંઠીયા લઇને દરેકે સાત વંખત ઝાડકવાં પછી તે મોગ દળીને તેના ચાર પાપડ કરવા અને તે પાપડ ચાચરીયાંને દિવસે ચકલે મૂકવાં.

મોગવેસણ ઝાડકવા આવનાર દરેક સગાંને સોપારી સાત તથા ગોળ, ધાણા તથા પૈસા ત્રણ આપવા ને મામી તથા મહિયારીએ છોકરા પાસે દળાવવાની રીત કરાવવી. મામીને રૂ. ૦ાા આપવો અને મહીઆરીને બે વખત તેલ ઘાલવાનો રૂ. ૧ આપવો. એકવાર ઉપર તેલ ઘાલવું.

મોગવેસણ ઝાડકયા પછી તેજ દહાડે તેજ વખત મંડપમુહુર્ત કરવું. તેમાં ઘઉં શેર એક, નાળીએર એક, ઘીગોળના દડિયા, નાડું, સોપારી, છલ્લો, મીંઢળ, આંબાનાં પાંતરાં, સમીનું લાકડું તથા ન્હરાજ એટલો સામાન જોઇએ.

મંડપમુહુર્ત થયા પછી પ્રથમ મામીએ પીઠીનો ચાંલો કરવો. પછી ચાર જણે પીઠી ચડાવવી.

મોસાળથી આવેલું વધામણું જનોઇને દીવસે વાનો ઉતારવા માટે રાખવું.

પીઠી ચઢી રહ્યા પછી મહિયારીએ પહેલાં આપેલા રૂપીઆએ બીજીવાર તેલ ધાલવું. પીઠી ચઢી રહ્યા પછી લુણ ઉતારી હાથે છલ્લો પ- હેરાવવો. ખડવો ઉઠવાનો હોય તો છોકરાનાં સાસરીયાંને ગીત સાંભળ- વાને તેડવાં. લાડુ લ્હવા જવું ત્યારે થાળીમાં ધસોટીઓ લાડુ તથા રૂપી- ઓ મૂકવાં. તથા મોસાળ સાસરાનો લાડુ ને રૂ. ાા મુકવાં.

મુહૂર્તને દિવસે વૃદ્ધશ્રાદ્ધ તથા ગણપતિપૂજન કરવાં.

## વૃદ્ધશ્રાધ્ધના સામાનની વિગત.

ચોખા શેર સત્તર, રેશમી લાલ કકડો ગજ સવા, નાળીએર પાંચ, ઘી તથા ગોળનાં દડિઆ, સોપારી, પાન ચાળીસ, જનોઈનો જોટો એક, પીંડ ઉપર ઓઢાડવાનો મુગટો, બોર તથા પૂજાપો અને પૈસા પચીસ. ચટદક્ષણા બેવડી રૂ. ૩). સમાપ્તિનો રૂ. ૧) પંજ- વાર માટે બે આના અથવા ચાર આના મુકવાં.

## ગણપતિ પુજનના વધામણાની વિગત.

ધસોટીયો લાડુ શેર સવા પાંચના લાડુ પાંચ, ચોખા શેર (પા,) તથા દડિયામાં ઘી, ગોળ, કંકુ, ભાત તેલ, સોપારી સાત, પૈસા સાત, પાન સાત, તથા નાળિએર એક, આ સામાનને તણસલું કહે છે, તે તથા શક્તિ પ્રમાણે રૂપીઆ મહિઆરીને આપવા. તેમાં ઉત્તમ રૂ. ૧૧), મધ્યમ રૂ. ૯) કે રૂ. ૭) ને કનિષ્ટ રૂ. ૫).

જનોઇ વખત વાંનો ઉતારવો તે પીઠીને દહાડે મોસાળથી વધામણું આવેલું હોય તેમાંથી ઉતારવો.

ત્યારપછી વાળ લેવડાવવા, છાબડીમાં લાલ રેશમી કકડો

પાથરી તેમાં લેવડાવવા ને તે છાબડી તથા કકડામાં શક્તિ પ્રમાણે નાણું મૂકીને મહિયારીને આપવું અને જનોઈવાળા છોકરાને બીજા ચાર છોકરા સાથે છોકરાની માએ દહીં ભાત ખવડાવવાં.

ત્યાર પછી દહીં દૂધ અને પાણીથી અંગોળડી કરાવવી.

મોસાળું આવ્યા પછી માએ ઘરની ભિક્ષા પીરસવી તેમાં થાળી એક કાંસાની, પીત્તળની કડછી એક, લાડુ પાંચ વાનીનાં, તથા કેળાં દસ, શેરડી પાંચ, નાળિયેર પાંચ, ચોખા શેર ૧ા તથા સાત વાનીની સુખડી, દરેક ાા શેર તથા રૂપીઓ એક રોકડો—આ ટલાંવાનાની ભિક્ષા પીરસવી અને તે ગોર લઈ જાય.

## છોકરાને મોસાળું કરવાની વિગત.

ઉત્તમપક્ષે જણસ અથવા રોકડા રૂ. ૧૦૦) અથવા રૂ. ૭૫) મધ્યમ પક્ષે રૂ. ૫૦) અથવા રૂ. ૪૦) કનિષ્ટ પક્ષે રૂ. ૨૫) અથવા રૂ. ૧૫). સુખડીની વિગત—બદામ શેર સવા, દરાખ શેર સવા, પસ્તાં શેર સવા, ચારોળી શેર સવા, ખારેક શેર સવા, શાકર શેર સવા, સોપારી શેર સવા, પતાસાંનો પડો એક શેર સવાનો, નાળિયેર પાંચ, શેરડી દશ. કેળાં પંદર, લાડુ પાંચ વાનીના (તેની વિગત—ઘસોટીયો લાડુ ૧, ગોળપાપડીનો લાડુ ૧, ચણાનો લાડુ એક, સીરોટાનો લાડુ એટલે ચોખાના લોટનો એક, મોગનો લાડુ એક, એ દરેક લાડુ શેર સવાનો) કાંસાની થાળી એક, કડછી પીત્તળની એક, ચોખા શેર સવા પાંચ, રોકડો રૂ. ૧), ગોર દક્ષણા રૂ. ૩). એ ભીક્ષા ઘરમાં રાખવાની છે.

એ રીતે છોકરાને મોસાળાંનો ચાંલ્લો કરી તેના માબાપ

દરેકને ચાંલ્લો કરવો. તેમાં ઉત્તમ રૂ. ૯) અથવા રૂ. ૭), મધ્યમ રૂ. ૫) અથવા રૂ. ૪), અને કનિષ્ટ રૂ. ૨) ને એ શિવાય બીજાં સગાંને પરચુરણ સંબંધ પ્રમાણે આપવું. બેઠો ચાંલ્લો કરે તો ગોર દક્ષણા નહીં. કનિષ્ટ પક્ષે કરવું હોય તો એકલા જનોઈવાળા છોકરાનેજ ચાંલ્લો કરવો.

મોસાળું લાવે તે વખતે મામીને રૂપીઆ આપવા. તેમાં ઉત્તમ રૂ. ૧૧) મધ્યમ રૂ. ૯) કે રૂ. ૭) અને કનિષ્ટ રૂ. ૫) મોસાળામાં આવેલા સર્વે પુરૂષોને એક એક નાળીએર આપવું અને બાઈરાંઓને ૭ ૭ પાઇ આપવી.

## જનોઈ વખતે ગોરને આપવાની વીગત.

ઋગ વેદવાળાને રૂા. ૧૫) યજુર્વેદવાળાને રૂા. ૨૫) થી રૂા. ૩૦). સુધી. શામવેદનું યજુર્વેદ પ્રમાણે.

મોસાળું વાજતે ગાજતે આવ્યું હોય તો પોતાના ગોરને રૂા. ૨) તથા મોસાળ ગોરને રૂા. ૧).

## જનોઈને દીવસે માતા માંડવાં.

માતા માંડવાનો સામાન કુંભારણ લાવે તેને ઘી, ગોળ, તેલ, કાચો કંસાર, કાચી મોગની દાળ, એ દરેક વાનાં દડિયામાં આપવાં અને આ જમવાનું પીરસી આપનારે નાહી જવું અને માતાનો સામાન ભાતે વધાવી લેવો.

જનોઇને દહાડે ચાચર પૂજવાં.

બડવો ઉઠવાનો હોય તો વહુને તેડવા વરઘોડા પહેલાં નણંદને મોકલવી.

ભંડારાને દિવસે જમાઇઓને ચાંલ્લાનો રૂ. ૧) અથવા રૂ. ૦ાા કરવો.

જનોઈની ઘીમની રીત ફાગણ શુદ ૧૨ ને દિવસે મોસાળથી મોકલવી તેની વિગત નીચે પ્રમાણેઃ—

કળશીયો એક પીત્તળનો, સીરોટાનો લાડુ એક શેર અડધાનો, રોકડો અર્ધો રૂપીઓ, ખાવાનું, કંકુ, ભાત, આંબાનો મોર તથા દહીં દુધ કળશીમાં નાખવાં.

એ દિવસે આવેલા અર્ધાથી મહિઆરી પાસે છોકરાને તેલ ઘલાવવું અને તે અડધો મહિઆરીને આપવો.

ફાગણ વદ ૧ ને દિવસે છોકરાને મોર દેવડાવવો એટલે કળશી આમાં જે મોર આવ્યો હોય તે છોકરાને લમણે ચારવાર મહિયારીએ અડકાવવો. ગીત સાંભળવા તેડે તો જમાઈ માટે ફુલનો હાર અને ખાવાનું લઇ જવું.

## કન્યા તરફથી બડવામાં કરવાની રીત.

પીઠી ચઢે તે દિવસથી રોજ સાંજરે જમાઇને ફુલનો હાર મોકલવો.

## લાડુ લ્હાવા આવે તે વખતે કરવાની રીત.

સાસુને ચાંલ્લો રૂ. ૪) અથવા રૂ. ૨), દરેક વડસાસુને તેથી અડધું, કાકીસાસુ, માસીસાસુ, મામીસાસુ, ફોઇઆણસાસુ, નણંદ મોટી, જેઠાણી જો હોય તો તેને દરેકને બે આના, બીજાં સગાંને સંબંધ પ્રમાણે. રીતમાં આવેલાં બીજાંઓને ત્રણ ત્રણ પૈસા આપવા.

વધામણું લાવનાર ગોરને ૧ આનો તથા નોકરને આનો ૦ાા આપવો.

જનોઈને આગલે દિવસે બરફીની માટલી તથા ફૂલનો હાર લઈને જમાઇનું પીઠીવાળું મ્હોં જોવા જવું.

જનોઇને દિવસે સગાંની સાથે ભિક્ષા લઇને જવું. ભિક્ષામાં દશ શેરડીનો ભારો, કેળાં પંદર અને ચોખા શેર અઢી. એટલું લઇ જવું.

નણંદ તેડવા આવે તેને રૂ. ૧) આપવો.

### બડવાના વરઘોડા વખત કરવાની રીત.

જમાઇને ચાંલો ઉત્તમ રૂ. ૫૦), મધ્યમ રૂ. ૨૫), કનિષ્ટ રૂ. ૧૫) તથા દંડ રૂપાનો.

કન્યાના સાસુસસરાને દરેકને ઉત્તમ રૂ. ૬, મધ્યમ રૂ. ૪) અને કનિષ્ટ રૂ. ૨), બે વડસસરાને અને બે વડસાસુ એ દરેકને તેથી અડધું.

---

## પ્રકરણ ૩ જું.

---

### લગ્નમાં વરને ત્યાં કરી રાખવાનો સામાન.

વરને ત્યાં ઉપર પ્રમાણે સામાન કરવો તેમાં મ્હોટાં કોડીઆં તથા વરસંચાની તામડી નહીં. કરવડી વરમાને લેવાની તે તથા ૭ નાનાં કોડીઆં તેનાં સાંપટ ઉપર પ્રમાણે રાખવાં. અને બેઉ જગ્યાએ શેડી હડીપીડી તથા તલના કાકરીઆં કરી મૂકવાં.

# સોપારીની રીત.

સગાંવ્હાલાં સૌએ મળી કન્યાને ત્યાં રીત લેવા જવું અને સાડી એક કસબી, ચણીઓ એક, ડગલી એક, વાટવો એક તેમાં ખાંગડાકોડાનાં રૂ. ૫ ), પતાસાનો પડો, વધામણું તથા મોસાળ સાસરા તરફના રૂ ૪. અથવા રૂ ૨. તથા ખાવાનું એટલું કન્યાને ચાંલો કરીને આપવું અને કન્યાને ઘેર તેડી લાવી ગીત ગવડાવવાં.

મોગવેસણુ તથા મંડપમુહુર્તની રીત મુહુર્તને દિવસે જનોઇ ના પ્રકરણમાં લખ્યા પ્રમાણે કરવી. કન્યાને ત્યાં ગીત સાંભળવા તેડે ત્યારે ખાવાનું તથા ફુલનો હાર લઈ જવાં. મોસાળ સાસરાનું પણ ખાવાનું તથા ફુલનો હાર લઇને જવું.

પાપડનાં ગીત સંભળાવે તે વખત સઘળાને સોપારી આપવાં.

ગણપતિપૂજાની રીત જનોઈનાં પ્રકરણમાં લખી છે તે પ્રમાણે ગણપતિપૂજા કરવી.

વૃદ્ધ શ્રાધની રીત જનોઇના પ્રકરણમાં લખી છે તે પ્રમાણે કરવી.

પીઠી ચઢે તે દિવસથી રોજ વહુને સવારમાં સુરજપાઠી અને સાંજરે ફુલનો હાર મોકલવો ને સુરજપાઠીના બ્રાહ્મણને ચાંલો કરી દરેકને સાત સોપારી આપવાં.

## લાડુ દહાવાની રીત.

થાળીમાં ઘસોટીઓ લાડુ તથા રોકડો રૂ. ૧) તથા વધામણું, મોસાળસાસરાની થાળીમાં લાડુ તથા રોકડો રૂ. ૦ાા એટલું કન્યાને ત્યાં લઈ જવું. અને તે રૂપીઆથી કન્યાને લાડુ ખવાડવો.

સગાના પૈસા લેવા તે પેડી ઉતરતી જાય તેમ થડે લેવા એટલે ઘર દીઠ એક જણાના લેવા; જમાઈ છેક નજીકના સંબંધના હોય તેના લેવા.

એ રીત થયા પછી છોકરાને મોસાળાનો ચાંલ્લો કરવો. તેમાં ઉત્તમ રૂ. ૫૦), મધ્યમ રૂ. ૩૦) તથા કનિષ્ટ રૂ, ૧૫) .અને તેના પ્રમાણમાં માબાપને ચાંલ્લો કરવો અને સગાને પૈસા વહેંચવા ને ગોરદક્ષિણાના રૂ. ૩) .આપવા. કન્યાને મોસાળસાસરા તરફનું મોઝાણું કરવું, તેમાં ઉત્તમ રૂ. ૨૦), મધ્યમ રૂ. ૧૫) અને કનિષ્ટ રૂ. ૧૦). કનિષ્ટ પક્ષે મોસાળું કરવું હોય તો એકલા પરણનાર છોકરાને ચાંલ્લો કરવો.

કન્યાનું પીઠીવાળું મ્હોં જોવા સાસુએ બરફીની માટલી તથા ફુલનો હાર લઈને જવું.

પોંખી વેતરવાની રીત—દીયર, સોની, દરજી ને વાણિયો એટલા માણસને કન્યાને ત્યાં પોંખી વેતરવા મોકલવાં. કન્યાને ત્યાં દરજી લૂગડાંના ચાર ચાંલ્લા આપે.

## ઝાંણાંની રીત.

ઝાંણામાં લઇ જવાની છાબમાં કંકુ શેર બે, ગુલાલ શેર એક, અબીલ શેર ૦ાા, સિંદુર શેર ૦ા, કપૂર શેર ૦ા, અગરબત્તી

નંગ દશ, સુવો, મોગરેલ, નાડું શેર પાંચ, નાળીએર નંગ પાંચ, બદામ શેર અઢી, શાકર શેર અઢી, ખારેક શેર અઢી, કોપરાંની વાટીઓ શેર અઢી, સોપારી શેર અઢી, ચારોળી શેર અઢી, દરાખ શેર અઢી અને સાડી, મોડધાટડી તથા નામણદીવો એટલું પુરવું.

ઘરેણાનો દાબડો પણ સાથે લઈ જવો. વરમાએ ઝાંણાંમાં જવું નહિ. ન્યાતની રીત પ્રમાણે રૂ. અગીયારસેંનું માંડવના ચાંલ્લા સાથે પલ્લું કરવું.

કન્યાને ત્યાં જઇ પ્રથમ લંગરનો ચાંલ્લો કરી ચાર બૈરાંએ કન્યાને ચાંલ્લા કરવા. પછી બસરી પહેરાવીને મોડધાટડી માથે મૂકવાં ને છાબ તથા દાબડાનો ચાંલ્લો કરવો.

છાબ ઉંચકનારને ચાર આના આપવા.

## કન્યાને ત્યાંથી નાહાણું આવે ત્યારે કરવાની રીત.

કન્યાની મહિયારીને તોરણે રૂ. ૧૫) આપવા અને બીજાં બૈરાં આવેલાં હોય તેને સોપારી, મોડીઆ તથા ફુલમાળા આપી સેંથીમાં સિંદુર પૂરવું. છાબ ઉંચકી લાવનારને આના ચાર આ-પવા. વરસંચાની તામડી ગણપતિ આગળ મૂકાવી વરની માએ કન્યાની માને બાજઠ ઉપર બેસાડવી અને પગે કંકું લગાડી દૂધે પગ ધોવા ને કુખે કંકું લગાડી કપૂરની આરતી કરવી. વરનું બ-દલેલું જનોઈ કન્યાને સારૂ આપવું.

વાંનો ઉતારી અંગોલડી કરાવવા બાબત જનોઈના પ્રકરણમાં જે રીત લખી છે તે પ્રમાણે કરી છોકરાને નાહાણામાં આવેલું પાનેતર પહેરાવવું ને ગણપતિ આગળ ઉભો રાખી માએ પસલી ભરાવવી એવી રીતે કે બંને હાથમાં કંકું લગાડી તેમાં પાન સાત, સોપારી સાત, પૈસા સાત, રૂપીઓ એક, નાળીએર એક એટલું આપવું. તે છોકરાએ મહિયારીના ખોળામાં આપી દેવું. પછી

મામાએ ઘોડે બેસાડવો. તથા બ્હેને સુંપડામાં ભાત લઈ તે માથે ઉતારી નાંખી દેવું. પછી લુણ ઉતારી પાણીઆરે મૂકવું. અને લગામ પકડવી. તેને રૂ. ૨) આપવા. ઘોડાવાળાને અખ્યાણું આપવું. પછી વરમાએ કરવડીમાં દહીં, દૂધ તથા પાણી લઈ ચાર વાર ઘોડાની આસપાસ ધારા કરવી. તે ધારા દેતી વખત નામણદીવો સાથે રાખવો તથા લુગડાં ઉપર ઘાટડી પહેરવી. અને કરવડી વરમાએ હાથમાં રાખવી.

વરને સારૂ ફુલની ટોપી લઈ જવી.

પરણી ઉઠ્યા પછી વહુવર સગા વ્હાલાંને પગે લાગે ત્યારે વહુને સગાંવ્હાલાંએ સંબંધ પ્રમાણે આપવું.

વહુવર આવ્યા પછી વહુ પાસે સાસરાનો તથા મોસાળસાસરાનો મોભ કુંકું તથા ભાતે વધાવવો. તે રીતનાં સાસરા તરફથી લુગડાં અથવા રોકડ રૂપીઆ તથા પતાસાંનો પડો આપવાં. અને મોસાળ સાસરેથી રૂ. ૪) અથવા રૂ. ૨) આપવા. સાસરેથી પેટીમાં હાથ ઘલાવી રૂ. ૫) અથવા રૂ. ૪) આપવા. [illegible] દફતરના રૂ. ૨) આપવા.

એક રસોઇઆનો, એક માથું ચોળનારનો, એક હોળીનો અને એક બહારવાસણીનો. તે મધ્યેથી અડધો તથા સવાશેર ઘઉં તથા નાળીએર એક કાંચળી સીવનાર દરજીને આપવાં.

**માંડવની રીત**—પહેરામણી પહેરવા જતાં પહેલાં નણંદ પાસે વહુને તેડાવવી. તે લઇને પહેરામણી પહેરવા જવું. વહુને સુકનનો ચાંલો કરવો અને મોસાળસાસરા તરફથી વહુને માંડવના ચાંલાના રૂ. ૪) અથવા રૂ. ૨) આપવા.

વરઘોડા પાછળ ખાટલો ઉંચકી લાવનારને રૂ. ૪) વરવાળાએ આપવા.

માંડવનું જમણ લેવા જાય ત્યાં સોપારી શેર પાંચ તથા રૂ. ૧) રાંધનારને વરવાળાએ આપવો અને વહુ પાસે બઇરામાં પાનનાં બીડાં અપાવવાં અને પુરૂષોમાં વર પાસે બીડાં અપાવવાં.

લગ્નને આઠમે દિવસે માતા માંડવાં. કાંકણદોરા છોડવા તથા ચાચર પૂજવાં. અને એ દિવસે વરવહુને પૈસા તથા સોપારી વતી એકીબેકી રમાડી જે જીતે તે પૈસા તથા સોપારી લઇ જાય. કાંકણ દોરા છોડયાનું વહુને લુગડું અથવા રોકડ રૂપિયા તથા પતાસાનો પડો આપવો. તથા નીસાતરાંને ચુનેવતી ધોળેલો હોય તે વહુવર એક બીજાનું નામ દઈ આપ લે કરવાની રમત રમે છે. કાંકણ દોરા છોડતી વખત વહુનું નામ પાડવું.

## કન્યાના ગોરને વરવાળાને ત્યાંથી આપવાની વીગત.

લગ્નનું મુહુર્ત કહેવા આવે ત્યારે રૂ. ૧) સોપારી લઈને આવે ત્યારે રૂ. ૨) તથા મોસાળસાસરાના ગોરને રૂ. ૩) ન્હાણુ

વખતે સુનૈયા પામરીના રૂ. ૨૮) લગ્નોતરી વાંચ્યાનો રૂ. ૧), નહાવાનો રૂ. ૧) તથા મોસાળસાસરાના ગોરને રૂ. ૪) **લગ્ન વખતે** કન્યા લાભનો રૂ. ૧) **પરણી** ઉઠયા પછી રૂ. ૨) તથા મોસાળસાસરાના ગોરને રૂ. ૧) **કાંચળીને દિવસે** ચોરીબંધામણી રૂ. ૨) તથા દક્ષણાના રૂ. ૨) અને પીત્રાઈ ગોરને રૂ. ૧) તથા પડપીત્રાઈ ગોરને રૂ. ૦ાા તથા મોસાળસાસરાના ગોરને રૂ. ૨) તથા કન્યાની માના મોસાળના ગોરને રૂ. ૧) **માંડવને** દિવસે ઉપરામણીના રૂ. ૨) **ભેટ** ભેટામણીના રૂ. ૨) **ગોર**દક્ષણાના રૂ. ૧) તથા મોસાળસાસરાના ગોરને રૂ. ૧).

## પોતાના ગોરને વરવાળા તરફથી આપવાની વિગત.

લગન વખતે ગૌદાનના રૂ. ૨) પૂર્ણપાત્ર બ્રહ્માનું રૂ. ૧) **કાંચળી વખતે** સ્વસ્તિ વાચનનો રૂ. ૧) સુરજપાઠીનો રૂ. ૧) ગૌદાનના રૂ. ૨), પૂર્ણપાત્રનો રૂ. ૧).

## ઉભા વર્ષની રીત.

અંખાડ ત્રીજના હાર ઘલાવે તો વહુને લૂગડું તથા ખાવાનું આપવું.

**આણાની રીત**-પેટી એક તેમાં રૂ. ૧) રોકડો તથા પાન-સોપારી, તજ, જાવંત્રી, જાયફળ, એલચી, લવેંગ, કેવડીયો કાથો મૂકવાં તથા તે સિવાય રકાબી બે, આરસી બે, ધુપેલની કસલી બે, કાંસકી દાંતની બે, દરેક રકાબીમાં દાબડી ત્રણ ત્રણ અને તે દાબડી મધ્યે એકમાં ચાંલ્લો, એકમાં હીંગળોક ને એકમાં કાજળ એ રીતે મૂકવું. તેમાં એક દાબડીમાં મીનાનો ચાંલ્લો મૂકવો અને તે ન મૂકે

તો તે બદલ અડધો આપવો તથા રેજા પાંચ, ચણીયા બે, લુગડું એક, સપાટ અથવા તે બદલ અડધો રોકડો, રમકડાં અથવા રોકડું; નાળીએર પાંચ, સુખડી સાતવાનીની ઝાંણાં પ્રમાણે, પતાસાનો પડો, લીલો મેવો, તથા સુકો મુવો વગેરે ખાવાનું એ રીતે આણાંની રીતમાં આપવું. એ રીત ન આપે તો શક્તિ પ્રમાણે રોકડા રૂપીઆ આપવા. તેમાં ઓછામાં ઓછા રૂપીઆ પચીશ આપવા. વહુને સાસરે તેલ ધલાવી શણગારવીને નણંદે તેને પીયર રીત લઇ મૂકવા જવું. આણાં જેઠ મહિનામાં વદ પાંચેમ સુધીમાં જોશી મુહૂર્ત આપે તે દિવસે વાળવાં. વહુને તેડવા બે છોકરા આવે તેને એકેકું નાળિયેર આપવું.

**જેઠ શુદ બારસને દિવસે કરવડા બારસની રીત**–તેમાં કરવડી ઠીકરાંની એક, કોપરાંની વાટી ખાંડ ભરેલી એક, કેરી નંગ પચીશ, કુંકું તથા ભાત એટલાં વાનાં વહુને પીયર મોકલવાં.

**જેઠ વદ અમાસને દિવસે વડસાવિત્રીની રીત**–એ દિવસે વહુને લુગડું, કાંચળી ચણીયો અથવા રોકડું તથા પતાંસાનો પડો એટલાં વાનાં વડ પૂજી આવીને વહુ પીયર જાય ત્યારે આપવાં. વડ પૂજવાં જતાં પહેલાં વડને ચઢાવવા સારૂં ચણાના હાર બે લઈ જવા. છોકરીને પીયરથી કલેડાં વગેરેની રીત આવે તેમાં આવેલા અડધા વતી છોકરાની મહિયારી પાસે વહુને તેલ ધલાવી તે અડધો મહિયારીને આપવો. પછી વહુને નવાડી પીએરથી આવેલો પાટો આંખે દઈ ઘીના દીવાના દર્શન કરાવવાં. પછી વડ પૂજવા મોકલવાં.

અખાડ શુદ તેરસથી અખાડ વદ બીજ સુધી અલુણાં તેની રીત–વહુ અલુણાં કરે તો પહેલે દહાડે ફરાળ મોકલવો ને અલુણાં

કીધાં હોય અથવા ના કીધાં હોય તો પણ છેલ્લે દહાડે હારપાન તો મોકલવાં.

અખાડ વદ અમાસને દિવસે દીવાસો–તે દહાડે જેવંત્રીની રીત–વહુ પાસે જેવંત્રી પૂજાવવી અને વહુને કસબી કોરનું કસુંબું તથા કાંચળી અથવા રોકડા રૂપીઆ આપવા અને વહુને હારપાન મોકલવાં. તેલ ચલાવવા તથા પાટો દેવાની રીત વટસાવીત્રી પ્રમાણે કરાવી પછી ભીંતે પૂતળાં કહાડયાં હોય તેની પૂજા કરાવવી.

**વાડી ભર્યાની રીત**—સાસરાની વાડીના વહુને રૂ ૨) અને મોસાળસાસરાની વાડીના રૂ. ૨) અને નણંદની વાડીના રૂ ૨) અને પીયરની વાડીના રૂ. ૨) વાડી ભરે અથવા ન ભરે તો પણ વહુને આપવા. તથા વહુને ખાવાનું મોકલવું.

**શ્રાવણ શુદ પુનેમને દિવસે બળેવની રીત**—તે દિવસે ચુંદડી, કાંચળી, રાખડી અને બરફીની માટલી વહુને આપવી. વેવાઇને ત્યાંથી રાખડી બાંધવા ગોર આવે તેને રૂ. એક તથા મોસાળ સાસરાના ગોરને રૂ ૦ા આપવો.

**શ્રાવણ વદ** ત્રીજને દિવસે કાજળીની રીત–તે દિવસે ફરાળ તથા હારપાન મોકલવાં.

**ભાદરવા શુદ ત્રીજને દિવસે ઘરભસુની રીત**—તે દિવસે બરફીની માટલી તથા હારપાન વહુને મોકલવાં.

**ભાદરવા શુદ સાતેમને દિવસે અમકારીયા સાતેમની રીત**–તે દિવસે રકાબી એક, આરસી એક, કાંસકી દાંતની એક, ધુપેલની પવાલી એક, દાબડી એક, તેમાં ટીલી અથવાં તેના વતી રોકડો અડધો, રકાબીમાં રૂ. ૧), સૌભાગ્ય દાબડો એક તથા હાર-

પાન એ પ્રમાણે રીત લઇ સર્વે સગાંવ્હાલાંએ એકઠાં થઇ વહુને પીયર જવું અને ત્યાં વહુને અમકારીયું કહાડવું. અમકારીયું કહાડવાને એક ચલાણીમાં હિંગળોક તથા એક ચલાણીમાં લીલો રંગ પણ લેતાં જવું અને એ સઘળી ચીજ વહુને આપવી.

**આસો સુદ પૂનેમે ( માણકઠારી ) ને દિવસે ધોબાની રીત**–તે દિવસે પઉંઆ શેર દશ, નાળીએર પાંચ, પતાસાંનો પડો અને રોકડો રૂ ૧), એટલું વહુને મોકલવું.

**આસો વદ અમાસને દિવસે દિવાળીની રીત**—તે દિવસે વહુને જણસ અથવા રોકડા રૂપીઆ આપવા. તેમાં ઉત્તમ રૂ. ૧૫), મધ્યમ રૂ. ૧૩), અથવા રૂ, ૧૧) અને કનિષ્ઠ રૂ. ૯) અથવા રૂ. ૭) એ શિવાય આતશબાજી તથા ખાવાનું પણ વહુને આપવું.

**સંક્રાંતને દિવસે ગોએતું કોસણાવવાની રીત**–ગોએતું લઇને વહુ આવે તેને હેમ ગદી એક અથવા રોકડું આપવું ને ગોએતામાં આવેલો દેહપિંડ વ્યવહારવાળાં સગાંમાં વહેંચવો.

**ફાગણ શુદ બારસને દિવસે છોકરાની ધીમ**–તે દહાડે વહુને આપવાની રીત–પીચકારીના રૂ. ૪ અથવા રૂ, ૨), ગલાલ, અબીલ, હારડા વગેરે ખાવાનું, લુગડું કસબી તથા કાચળી એટલું વહુને આપવું.

## બીજા વર્ષની રીત.

હોળીને દિવસે વહુને લૂગડું આપવું, બળેવને દિવસે વહુને લૂગડું આપવું. દિવાળીને દિવસે વહુને શકિત પ્રમાણે રોકડું આપવું.

**વહુ કાળો થર પહેરે ત્યારે વહુને આપવાની રીત**—લૂગડાં અથવા રોકડા રૂપીઆ શકિત પ્રમાણે આપવા.

**વહુને ઘેર રાખ્યાની રીત**—રોકડા રૂ. ૪) વહુને આપવા.

**વહુ પાસે રંધાવ્યાની રીત**—સારો દહાડો જોઇ સસરાને વહુ પાસે કંસાર પીરસાવવો અને સસરાએ કડછીમાં રૂ. ૨) મૂકવા.

[illegible]

## લગ્નમાં કન્યાને ત્યાં કરી રાખવાનો સામાન.

કોડીઆં ૪ મ્હોટાં, ચોરીમાં મૂકવાનાં; કોડીઆં ૬ નાનાં, સાંપટ માટે; કરવડી ૧ ગણપતી આગળ ભીંતે ટાંગવા માટે; એટલાં વાનાં ચુનાથી ધોળી, સુકાએથી કુંકુંના ચાંલ્લા કરવા.

ન્હાણામાં લઇ જવાની વરસંચાની તામડી ૧ તથા બીજી ૪ એમાની પાંચ તામડીને ચાંલ્લા કરવા, ઉપલાં ત્રણ સાંપટ લગ્ન તથા માંડવને દિવસે પોંખવાના સામાનમાં મુકવા તથા માંડવને દીવસે જે વધામણું બદલવાનું તેમાં ૧ મૂકવું.

[illegible]

જઇ નાણાઅર સાથ તાપીએ બ્રાહ્મણ હોય તેને આપવી. ઘેર આવી જ્યાં ચોરી બાંધવી હોય ત્યાં બાજઠ ઉપર કન્યાને બેસાડી મહિયારી પાસે અડધેવતી તેલ ઘલાવવું અને તે અડધો મહિયારીને આપવો અને પાતેલીમાં પાણી, દહીં, દૂધ તથા આંબાનો પાંતરાં નાંખી મહિયારીએ તે પાણીથી કન્યાની લટ તેર વખત પલાળવી. પછી પતેલીમાં ચોખા, તલનું કાંકરયું, તથા એક પૈસો મૂકી જ્યાં જ્યાં વ્યવહાર હોય ત્યાં એકેક પાતેલી વહેંચવી.

## સોપારીની રીત.

કન્યાનું નાનું ભાંડુ, તથા ગોર તથા મોસાળગોરસાથે સોપારીની રીત મોકલવી. તે રીતમાં વધામણામાં કંકુ, ભાત, સોપારી સાત, ઇંઢીંપીંઢી તથા વરના જન્માક્ષર મોકલવા. એ દિવસે જમાઇને જમ- વા તેડી તેને ચાંલ્લો કરવો. તેમાં ઉત્તમ રૂ. ૧૫) મધ્યમ રૂ. ૧૩) અથવા રૂ. ૧૧) અને કનિષ્ઠ રૂ. ૯) અથવા રૂ. ૭).

વરને ત્યાંથી સોપારી લેવા આવે ત્યારે સાસુને ચાંલ્લો કરવો. તેમાં ઉત્તમ રૂ. ૧૧), મધ્યમ રૂ. ૯) અથવા રૂ ૭) અને કનિષ્ઠ રૂ. ૫) અથવા રૂ. ૪) એ વડસાસુને તેથી અર્ધા રૂપીઆના ચાંલ્લા કરવા. મામીસાસુ વગેરેને રીત પ્રમાણે પાવલી અથવા બે આની આ- પવી અને સગાંને સંબંધ પ્રમાણે પૈસા આપવા.

## સોપરમીંડાની રીત.

વરવાળા સોપારીની રીત લઇ જાય પછી કન્યા તરફનાંએ એકઠાં થઇ સંક્રાંતની રીત અપાવવા જવું. તેમાં પાતેલું એક ચોખા ભરીને, તલનું ઢાંકણું એક, રૂ. ૧) રોકડો, શેરડી નંગ ૧૦, રૂપાનું કોડીયું તેમાં રૂ. ૧) મોસાળસાસરે આપવા. ત્રાંબાનું કોડીયું તેમાં અડધો એટલું સાથે લઇ જવું. અને વરને ત્યાં બારણામાં બાજઠ ઉપર વરમા બેસે તેને ઉતમ રૂ. ૬) કે ૪) અને કનિષ્ઠ રૂ. ૨) આપવા. એ વડસાસુને તેથી અડધું આપવું. કોડીયાંપર સાસુને ચાલાના રૂ. ૨) આપવા.

મોગવેસણુ તથા મંડપમૂહૂર્તની રીત જનોઇના પ્રકરણમાં લખી છે તે પ્રમાણે મુહૂર્તને દિવસે કરવી.

છોકરીને સાસરેથી સુરજપાઠી આવે તે દરેકને સાત સોપારી ચાંલ્લો કરીને આપવાં. ચોરી બાંધવાની જગ્યાએ કન્યાને બાજઠપર બેસાડી સુરજપાઠી સંભળાવવી, તે સાંભળી રહ્યા પછી માથેથી લુણ ઉતારી પાણીઆરે મૂકવું.

ગણપતીપૂજા તથા વૃદ્ધશ્રાધની રીત જનોઇના પ્રકરણમાં લખી છે તે પ્રમાણે કરવી.

પીઠી ચઢે ત્યારથી જમાઇને રોજ સાંજના ફૂલનો હાર મોકલવો.

વહેવાઇનાને અનુકુળતા પ્રમાણે ગીત સંભળાવવાં અને પાપડનાં ગીતને દિવસે સર્વેને સોપારી આપવાં.

કન્યાને ત્યાંના વહેવાઇને ત્યાં ગીત સાંભળવા જાય ત્યારે જમાઇને સારૂ ખાવાનું તથા ફૂલનો હાર લઇ જવો ને મોસાળ સાસરા તરફનું ખાવાનું તથા ફૂલનો હાર પણ લઇ જવો.

## કન્યાને ત્યાંથી લાડુ લ્હાવા જવાની રીત.

જમાઇને સારૂ થાળીમાં લાડુ તથા રૂ. ૧). મોસાળ સાસરા તરફથી પણ થાળીમાં લાડુ તથા અડધો તથા સર્વેને વહેંચવા ધસોટીયો લાડુ તથા વધામણું એટલું લઇ જવું અને ત્યાં જમાઇને રૂપીએવતી તથા મોસાળસાસરાવાળાએ અડધેવતી લાડુ ખવાડવો.

વરવાળા તરફના લાડુ લ્હાવા આવે ત્યારે સાસુને ઉત્તમ રૂ. ૯), મધ્યમ રૂ. ૭), અને કનિષ્ટ રૂ. ૪) એ રીતે શક્તિ પ્રમાણે આપવું અને બે વડ સાસુને એથી અડધું આપવું. અને કાકીસાસુ વગેરેને સોપારીની રીતમાં આપવાનું લખ્યું છે તેથી અડધુ આપવું અને બીજાં સગાંને પૈસા આપવા.

લગ્નને આગલે દિવસે કન્યાનું તથા કન્યાની માનું માથું ચોળવું અને કાંચળીના દિવસ સુધી કન્યાનું માથું કોરૂં રાખવું.

## મોસાળાંની રીત.

કન્યાને સારૂ થર, કાંકણુ, ખારેકકોપરાંનો હાર, સુતરાઉ પાનેતર ચાર, તથા જનસ અથવા રોકડ શક્તિ પ્રમાણે મોસાળ તરફથી આપવું. બીજાં સગાંને મોસાળાના પ્રમાણમાં અને સંબંધ પ્રમાણે વાજતેગાજતે કાઢયું હોય તો ગોર દક્ષિણા રૂ.૩). કનિષ્ટ પક્ષે કરવું હોય તો ફક્ત પરણનારનેજ ચાલ્લો કરવો.

## થર પહેરાવવાની રીત.

કન્યાને ઉમરા ઉપર બેસાડી બલગરી પેહેરાવવી. પછી ગણપતિ આગળ અથવા જ્યાં થર પહેરાવવાનો ઘરનો ધારો હોય ત્યાં કાંકણી સાથે થર પહેરાવવો. કન્યાના મોસાળનો સોની થર પહેરાવે તેને ઘઉં શેર સવા, નાળીએર એક તથા રોકડો રૂ. ૧) એટલાં વાનાં આપવાં. કાંકણી તથા બલગરી કાંકણદોરા છોડતા સુધી કહાડવાં નહિ.

જમાઇને ત્યાં ત્યારપછી પીઠીવાળું મ્હોં જોવા જવું. તે વખતે બરફીની માટલી તથા હાર લેઇ જવો.

કન્યાનું પીઠીવાળું મ્હોં જોવા આવે તેને રૂ. ૨) અથવા રૂ. ૧) આપવો.

**પોંખી વેતરવા આવે તેની રીત**—પોંખી વેતરવા આવનાર દિયરને રૂ. ૨) અથવા રૂ. ૧) આપવો. સોની વગેરેને પીરસ્યું અથવા બરફીના દડિયા આપવા.

ઝાણાંમાં આવનાર બૈરાંને સોપારી આપવાં અને છાબ ઉંચ કનારને ચાર આના આપવા.

**અંગોલડીની :રીત**—ચોકમાં કથરોટમાં માચી મૂકી તે ઉપર કન્યાને બેસાડવી અને પીઠીના દહાડાનો વાંનો રાખેલો હોય તે

ઉતારવો. કન્યાના પગ આગળ પાવડાં મૂકવાં અને કુંડી, કળશીઓ ધોળેલાં હોય તેમાં પાણી તથા દૂધ, દહીં નાંખી તે વડે કન્યાને અંગોલડી કરાવવી. નાહી રહ્યા પછી મોસાળામાં આવેલું પાનેતર પહેરાવવું અને કુંકાની પીયળ કાઢી ગણપતિ આગળ ગોર પૂજવા બેસાડવી તે ગોર એવી રીતે કરવા કે એક વાસણમાં થોડું ઘી નાંખી તેને ગરમ કરી તેમાં ગોળ નાંખવો અને તે પીગળે એટલે તેમાં તલ નાંખી તેની થાબડી કરી તે ઉપર મહાદેવના પાંચ બાણુનો આકાર કરવો. ગોરમાં આગળ ઘીનો તથા કપૂરનો દીવો કરવો તથા ધૂપસળી સળગાવવી. ગલાલ, અબીલ વગેરે ઝાણુમાં આવેલું હોય તે સઘળું એકઠું કરી છોકરીએ ગોરમાને ચઢાવ્યાં કરવું. કન્યાએ પલાળેલું પીળિયું રહેવા દેવું. ઉપર લખેલું પાનેતર કાચળી પહેરે ત્યાં સુધી બદલવું નહિ.

**નાહાણાંની રીત**—કન્યાનું નાહેલું પાણી કથરોટમાં હોય તે ચાર તામડીમાં ભરવું અને તેમાં આંબાનાં પાતરાં નાંખવાં.

ઝાણાની છાબમાં સુખડી આવી હોય તેમાંથી અડધી કહાડી લેવી અને નાડું બધું કહાડી લેવું. પછી તે છાબમાં માચીપાવડાં તથા મોસાળથી આપેલાં પાનેતરમાંથી એક પાનેતર મૂકવાં. વરપાટલો તથા માચીપાવડાં સમીનાં લાકડાંનાં કરાવવાં. નામણુ દીવો તથા પૂજાપો બધો કાઢી લેવો.

ઉપર લખેલી ચાર તામડી સ્ત્રીએ લેવી અને પાંચમી એક તામડી ઉપર નાળીએર રેશમી લાલ રેન્જાએ લપેટી મૂંકવું તે તામડીને વરસંચાની તામડી કહેવાય. તે કન્યાની માએ લેવી. પલ્લામાં આવેલી એક જનસ કન્યાની માએ પહેરવી અને પલ્લાની સાથે આવેલી સાડી કન્યાની માએ પહેરેલાં લૂગડાં ઉપર ઓઢવી. એ

## મોસાળાંની રીત.

કન્યાને સારૂ થર, કાંકણુ, ખારેકકોપરાંનો હાર, સુતરાઉ ચાનેતર ચાર, તથા જનસ અથવા રોકડ શક્તિ પ્રમાણે મોસાળ તરફથી આપવું. બીજાં સગાંને મોસાળાના પ્રમાણમાં અને સંબંધ પ્રમાણે વાજતેગાજતે કાઢયું હોય તો ગોર દક્ષિણા રૂ.૩).કનિષ્ટ પક્ષે કરવું હોય તો ફક્ત પરણુનારનેજ ચાલ્લો કરવો.

## થર પહેરાવવાની રીત.

કન્યાને ઉમરા ઉપર બેસાડી બલગરી પેહેરાવવી. પછી ગણુપતિ આગળ અથવા જ્યાં થર પહેરાવવાનો ઘરનો ધારો હોય ત્યાં કાંકણી સાથે થર પહેરાવવો. કન્યાના મોસાળનો સોની થર પહેરાવે તેને ઘઉં શેર સવા, નાળીએર એક તથા રોકડો રૂ. ૧) એટલાં વાનાં આપવાં. કાંકણી તથા બલગરી કાંકણુદોરા છોડતા સુધી કહાડવાં નહિ.

જમાઇને ત્યાં ત્યારપછી પીઠીવાળું મ્હોં જોવા જવું. તે વખતે બરફીની માટલી તથા હાર લેઇ જવો.

કન્યાનું પીઠીવાળું મ્હો જોવા આવે તેને રૂ. ૨) અથવા રૂ. ૧) આપવો.

**પોંખી વેતરવા આવે તેની રીત**—પોંખી વેતરવા આવનાર દિયરને રૂ. ૨) અથવા રૂ. ૧) આપવો. સોની વગેરેને પીરસ્યું અથવા બરફીના દડિયા આપવા.

ઝાણાંમાં આવનાર બૈરાંને સોપારી આપવાં અને છાબ ઉંચકનારને ચાર આના આપવા.

**અંગોલડીની :રીત**—ચોકમાં કથરોટમાં માચી મૂકી તે ઉપર કન્યાને બેસાડવી અને પીઠીના દહાડાનો વાંનો રાખેલો હોય તે

ઉતારવો. કન્યાના પગ આગળ પાવડાં મૂકવાં અને કુંડી, કળશીઓ ઘોળેલાં હોય તેમાં પાણી તથા દૂધ, દહીં નાંખી તે વડે કન્યાને અંગોલડી કરાવવી. નાહી રહ્યા પછી મોસાળામાં આવેલું પાનેતર પહેરાવવું અને કુંકાની પીયળ કાઢી ગણપતિ આગળ ગોર પૂજવા બેસાડવી તે ગોર એવી રીતે કરવા કે એક વાસણમાં થોડું ઘી નાંખી તેને ગરમ કરી તેમાં ગોળ નાંખવો અને તે પીગળે એટલે તેમાં તલ નાંખી તેની થાબડી કરી તે ઉપર મહાદેવના પાંચ બાણનો આકાર કરવો. ગોરમાં આગળ ઘીનો તથા કપૂરનો દીવો કરવો તથા ધૂપસળી સળગાવવી. ગલાલ, અબીલ વગેરે ઝાણામાં આવેલું હોય તે સઘળું એકઠું કરી છોકરીએ ગોરમાને ચઢાવ્યાં કરવું. કન્યાએ પલાળેલું પીળિયું રહેવા દેવું. ઉપર લખેલું પાનેતર કાચળી પહેરે ત્યાં સુધી બદલવું નહિ.

**નાહણાંની રીત**—કન્યાનું નાહેલું પાણી કથરોટમાં હોય તે ચાર તામડીમાં ભરવું અને તેમાં આંબાનાં પાતરાં નાંખવાં.

ઝાણાની છાબમાં સુખડી આવી હોય તેમાંથી અડધી કહાડી લેવી અને નાડું બધું કહાડી લેવું. પછી તે છાબમાં માચીપાવડાં તથા મોસાળથી આપેલા પાનેતરમાંથી એક પાનેતર મૂકવાં. વરપાટલો તથા માચીપાવડાં સમીનાં લાકડાંનાં કરાવવાં. નામણુ દીવો તથા પૂજાપો બધો કાઢી લેવો.

ઉપર લખેલી ચાર તામડી સ્ત્રીએ લેવી અને પાંચમી એક તામડી ઉપર નાળીએર રેશમી લાલ રેંજાએ લપેટી મૂંકવું તે તામડીને વરસંચાની તામડી કહેવાય. તે કન્યાની માએ લેવી. પલ્લામાં આવેલી એક જનસ કન્યાની માએ પહેરવી અને પલ્લાની સાથે આવેલી સાડી કન્યાની માએ પહેરેલાં લૂગડાં ઉપર ઓઢવી. એ

સર્વે તથા માચીપાવડાં સાથેની છાબ લઇ સ્ત્રીયોએ વરને ત્યા નાહાણે જવું. નાહાણામાં કન્યાના બાપને જવાનો ધારો નથી.

વરને ત્યાં કન્યાની મહિયારીએ તોરણે ચાંલો કરાવવો. જમાઇને બાજઠ ઉપર બેસાડીને છાબનો ચાંલો કરવો. તે વખતે તંબોળા તંબોળના ચાંલ્લામાં અબોટિયું અથવા રોકડા રૂ ૧૩) કે રૂ ૧૧) અથવા રૂ ૯) જમાઇને આપવા ચાર તામડીમાંથી ચાર સ્ત્રીયે વરને નવાડયાની રીત કરવી. વરસંચાની તામડી વરના ત્યાંના ગણપતિ આગળ મૂકવી અને વર જનોઇ બદલે તે લઇ આવી કન્યાને કેડે બાંધવું.

## વર પરણવા આવે ત્યારે કરવાની રીત.

વરઘોડો ચઢે ત્યારથી એક માણસને ગણપતિ આગળ માપરી ઓરવા એટલે બરશી ખાવા બેસાડવો અને મોસાળથી આવેલાં એક પાનેતરે વરઘોડો આવે ત્યારે કન્યાનું મ્હોં ઢાંકી દેવું. ચૂલા ઉપર એક માટલી મૂકી તેમાં થોડું ભાત તથા તલનું કાકરિયું નાંખી કન્યાના ભાઇભોજાઇ પાસે લાંઝાં શેકવાની રીત કરાવવી.

**વરને પોંખવાની રીત**—આગલાં બારણાંના ઉમરા ઉપર બાજઠ મૂકી તે ઉપર જીરાનો વાંકસાથીઓ કહાડવો. વર તોરણે આવે તે વખત પ્રથમ કન્યાના મામાએ ઢાંકેલે મ્હોંએ કન્યાને લાવી વરને ચોટી દેવાડવી. કન્યાના ભાઇએ વરને ગલાલ છાંટવું. કન્યાંની માએ કન્યાના પલાળેલાં પીળીઆએ વરનું મ્હો લૂછવું. વરને કાનેથી ભરવાડું કહાડી લેવું. અને ભરવાડું કહાડયાનો રૂ ૧)આપવો. કન્યાની માએ જમાઇને કુંકાંનો ચાંલો કરવો. કાંસાના થાળામાં ખાંડ તથા કોપરાની વાટીમાં નાડાંની વાટ મૂકેલી હોય તેમાં દીવો કરી

તે થાળો જમાઇને ચાર વાર ઉતારી આપી દેવો. કાંસાની બે થાળીનું સાંપટ ચાર વાર ઉતારી તે પણ આપી દેવું. ઝુંસળ, મુશળ, રવૈ અને ત્રાગ એ દરેકે કન્યાની માએ જમાઇને પોંખવો. સરીઆએપોંખી તે ભાંગીને ફેંકી દેવા. ધસોટીઓ લાડુ તથા દહીં, રૂપિયે વતી ચાર વાર જમાઇને ખવાડી તે રૂપીઓ આપી દેવો. લાલ રેશમી કપડે જમાઇનું મ્હોં લૂછવું અને જમાઇનું નાક આમળવાની રીત કરવી. પછી ધોળેલાં બે કોડિયાં નાડાવતી લપેટેલાનું સાંપટ ચાર વાર ઉતારી જમાઇના પગ આગળ મૂકવું. તે તેણે ભાંગી નાંખવું. કન્યાની માના લુગડાનો છેડો જમાઇને ગળે નાંખી તેને ઘરમાં તેડી લાવવો.

તોરણે વરમાનાં ચાલા સોપારીને દિવસે કર્યા હોય તેટલા કરવા. વરમાની કરવડી તથા નામણદીવો ગણપતિ આગળ મૂકાવવો.

વરના પગ કન્યાના બાપે ધોવડાવવા.

**કન્યાદાનમાં જોઈતો સામાન**—કાંસાની બે થાળીનું સાંપટ તેમાં મધુપર્ક એટલે થોડું દહીં, મધ અને ઘી નાખવું, ત્રાંબટ ત્રાંબાનું એક, અરધીયું ત્રાંબાનું એક, કમંડળ ત્રાંબાનું એક, તેના નાળવાના મ્હોંપર રૂપાની ખોલી સાથે, ખાંડ ખાવાની કાંસાની થાળી એક, કન્યાદાનમાં જમાઇને વીંટી એક શક્તિ પ્રમાણે તથા કુંકું ભાત, અને ચંદન કન્યાદાનમાં છોકરીને આપવાનું ઘરેણું શકિત પ્રમાણે પહેરાવેલું તેના અંગ ઉપર રાખવું.

કન્યાદાન થયા પછી વરકન્યાને ગણપતિ આગળ કન્યાનું મ્હોં ઉઘાડવા લઇ જવાં. ત્યાં તલ, ચોખા, રાઇ, મીઠું, જીરૂં મારી, આરસી, કાજળની દાબડી, મીંઢળ, છલ્લા તથા ઠીકરાંની કરવડી તેમાં કાંકરિયું તથા ભાત તથા બે પાતેલાં ચૂને ધોળેલાં પાણી સાથે ઘડી

માંડવા સારૂ એટલાં વાનાં તય્યાર રાખવાં. તેનો વિધિ ગોર કહે તે પ્રમાણે કરવો. ગણપતિ આગળ કોપરાંની બે વાટીમાં નાડાની વાટ મૂકી દીવા કરવા અને તે દરેક વાટી ઉપર અકકેકી કથરોટ ઢાંકી તે દીવા હોલવી નાંખવા. તે બે કથરોટ ઉપર વરકન્યાને બેસાડવાં અને ગોર વિધિ કરી કન્યાનું મ્હોં ઉઘડાવે પછી કન્યાને મોડબાટડી બાંધવાં અને શોભ ગાવો. હસ્તમેળાપ થયા પછી ધડીવાળા વાડકામાં ચોખા ભરી તે ઉપર રૂ. ૧) મુકી કન્યાવાળાએ જોશીને આપવો.

ગણપતિ આગળ વિધિ થઇ રહ્યા પછી વરકન્યા ચોરીમાં આવે ત્યાં ધોળેલાં નીસા તથા નીસાતરો તે ઉપર. થોડું ભાત તથા જવનું કાંકરીયું ૧ તથા સુપડું તથા લાંઝાં શેકેલો ભાત તથા પિત્તળની કડછી તથા કન્યાનું પાળેલું પીળિયું એટલું તૈયાર રાખવું. ચાર સીંઢળ તથા ચાર છલ્લા ચોરીએ બાંધવા સારૂ રાખવા. સાવધાન વખત બે વર તરફની અને બે કન્યા તરફની સ્ત્રી ચોરી ઝાલી ઉભી રહે તેને આપવા સારૂ ચાર કાંકરિયાં તય્યાર રાખવાં.

પરણી ઉઠયાનો જમાઇને ચાલો રૂ. ૧૫) અથવા રૂ. ૧૩) અથવા રૂ. ૧૧) અથવા રૂ. ૯) એ રીતે શકિત પ્રમાણે કરવો અને શાલના ચાંલા સસરાને તથા બે વડસસરાને તોરણે વરમાને ચાંલા કર્યા હોય તેટલા કરવા. વર તરફથી થડના સગામાં વિધવા આવ્યાં હોય તેને દરજજા પ્રમાણે આપવું.

પરણ્યા પછી જમાઇ ચાર દિવસ ખાંડ ખાવા આવે તેને જમવાનું કહેવું. ખાંડ ખાવા ચોરીની જગ્યાએ વરપાટલો માંડી ચાર જુવારાની ટોપલી તથા ચાર કોડીયામાં દીવા મુકી વરપાટલા ઉપર વર તથા કન્યાને મોડબાટડી પહેરાવી બેસાડવી-

**કાંચળીની રીત**—કાંચળીને આગલે દીવસે સગાંવ્હાલાંએ એકઠાં થઇ છોકરીને સાસરે તથા મોસાળસાસરે કાંચળીનાં નોતરાં કરવા જવું.

નણંદ કાંચળી પહેરાવે તેને રૂ. ૨) આપવા.

વર તરફની મહિયારી છોકરીને તેલ ઘાલે તેને અડધો આપવો. સાસુને રૂ. ૨) અને બે વડસાસુને રૂ. ૧) આપવો. કાકીસાસુ, માસીસાસુ વગેરેને તથા સગાંવ્હાલાંને પૈસા લાડુ લાહ્યાની રીત પ્રમાણે આપવા. એ દિવસે માગ્યા પૈસા આપવા નહિ.

છોકરીને મોસાળથી જમાઇને ચાંલ્લો રૂ. ૪) અથવા રૂ. ૨)નો કરવો. છોકરીને છોકરાના મોસાળથી રેશમી પાનેતરનો ચાંલ્લો કરવો. છોકરીને મોસાળથી ગોરદક્ષિણાના રૂ. ૩) આપવા.

એજ દિવસે માતા માંડવાં અને ચાચર પૂજવાં. માતા ઉઠે તે દિવસે માતાની ચાર ચાકળીમાંનું પાણી એક ચાકળીમાં એકઠું કરી જેનું અધરણી આવતું ન હોય તેના માથા પર ઢોળવું. અને તેને ચાંલ્લો કરી ખોળામાં નાળીએર એક આપવું,

## માંડવને દિવસે પહેરામણીની રીત.

છોકરીને નણંદ તેડવા આવે તેને રૂ. ૨) અથવા રૂ. ૧) આપવો. તોરણે જમાઇને પોંખી લઇ વરમાને ચાંલા કરવા, તેમાં સાસુને રૂ. ૪) અથવા રૂ. ૨) અને બે વડસાસુને તેથી અડધું. પોંખતી વખતે લાડુ ખવાડેલો રૂપીઓ વરવાળાને આપવો નહિ.

**માંડવ મેહેલ્યાના ચાંલા**—પ્રથમ બીજા જમાઇઓને શક્તિ પ્રમાણે ચાંલા કરવા. પછી સાસુ તથા બે વડસાસુને સોપારીની રીત

પ્રમાણે ચાંલા કરવા. હાથા દેવડાવવા બેસે ત્યારે સસરા તથા બે વડસસરાને તેજ પમાણે ચાંલા કરવા અને ચોથું જે બેસે તેને રૂ. ૨) અથવા ૧) નો ચાંલો કરવો.

છોકરીને મોઝાણું આવ્યું હોય તેમાં મોસળ સાસરાનાં મોઝાણાં શિવાય બાકીના મોઝાણાનાં અડધા રૂપીઆ કન્યાના વડીલે પોતાના ગીરોથી પાછાં આપવા. એ દિવસે સ્ત્રીપુરૂષોમાં પહેરામણીના પૈસા આપવા. તેમાં જેનાં મોઝાણાં પાછાં આવ્યાં હોય તથા જેને ઉપર મુજબ ચાંલા થયા હોય તે શિવાયનાં સગાંને દરજા પ્રમાણે પૈસા આપવા.

પહેરામણી અપાઇ રહ્યા પછી વરની માને બાજઠ ઉપર બેસાડી છોકરીની માએ હાથમાં નામણુદીવો લઇ વરકન્યાને તેની આસપાસ ચાર ફેરા ફેરવી પગે લગાડવાં. ફેરા ફરી રહ્યા પછી નામણુ-દીવો વરની માને આપી દેવો.

**વહુવર વિદાય કરતી વખતની રીત**—લાડુ ભરેલા કાંસાનો વાડકો એક તેમાં રૂપીઓ એક રોકડો મૂકી છોકરીના હાથમાં આપવો અને છોકરી તરફના એક છોકરાને જોડે બેસાડવો તથા ખાટલો પાટી ભરેલો તથા તે ઉપર મશરૂની તળાઇ, તકિયો તથા ગાલમસુરિયાં તથા ચારસો, ગોળો એક તાંબાનો, ચરૂ એક તાંબાનો, કુંડી એક તાંબાની, તામડી એક પિત્તળની, થાળી એક કાંસાની હાથા મારવાના કુંકા સાથેની, વરપાટલો, ચોરીની ટોપલી ચાર જુવારાવાળી, તથા ગોરમા પત્રાવળ ઉપર પૂજેલાં હોય તે પૂજાપા સાથે તથા ગાયના રૂ. ૫) અથવા ૪) એટલું મૂકી વરઘોડા પાછળ મોકલવું. વરવહુને ફુલનો હાર પહેરાવવો.

વરઘોડો ઉતર્યા પછી છોકરીની માએ છોકરીને તેડવા જવું અને લગ્નને દહાડે ગણપતિ આગળ કરવડી મૂકેલી હોય તે તથા વધામણાં

સાથે લઇ જવું. વધામણામાં તલ્રના કાંકરિયાં સાત, ગોળની ઇંડીપીંડી ચાર, ઠીકરાંના કોડીયાંનું સાંપટ એક, સોપારી સાત પૈસા સાત, કુંકુ અને ભાત એટલું લઇ જવું અને એ વધામણું વેવણના વધામણા સાથે બદલી લેવું. વરને ત્યાં ગણુપતિ આગળ કરવડી મૂકી વરસંચાની તામડી મૂકેલી હોય તે લઇ લેવી અને છોકરીને ઘેર તેડી લાવવી.

**માંડવાના જમણની રીત**—તોરણે સાસુને રૂ. ૨), બેવડસાસુને તેથી અડધું આપવું સાસુના ઠામ નીચે સાથીઓ પૂરવો. તથા સૂપડું, ઘઉં શેર પાંચ, કુંકાવટી એક, વેલણુ એક તથા રૂ ૧) રોકડો ચાંલો કરી છોકરીની સાસુને આપવું. છોકરી પાસે ન્યાતમાં બીડાં અપાવવાં.

**વર તરફના ગોરને કન્યાવાળા તરફથી આપવાની વીગત.**

**ઝાણા** વખતે રૂ. ૧) **લગ્ન** વખતે રૂદ્ર કળશનો રૂા. ૧) કન્યાદાનનો રૂા. ૧), **સપ્તપદીનો** રૂા. ૧) **પરણી** ઉઠયા પછી ગોર દક્ષણાના રૂા. ૨) તથા મોસાળ ગોરને રૂા ૧) **કાંચળી વખતે** રૂદ્રકળશનો રૂા. ૧) સૂરજ પાઠીનો રૂા. ૧) **કાંચળીના** બીડાનો રૂા. ાા. કન્યાના મોસાળ તરફથી વરવાળાના ગોરને રૂા. ૨) તથા મોસાળ ગોરને રૂા. ૧) **માંડવને દીવસે** ગોરદક્ષણા રૂા. ૨) તથા મોસાળ ગોરને રૂા. ૧)

**જેઠાળાંના જમણની રીત**—સાસુને ચાંલો રૂ ૨) અને એ વડસાસુને તેથી અડધું. જેઠને રૂ ૨) અથવા રૂ ૧) એ પ્રમાણે આપવું. એ દિવસે બીજાં સર્વેને પરચુરણ તથા પૈસા આપવા નાહ.

**ત્રીજના જમણની રીત**—સાસુને રૂ. ૨) બે વડસાસુ ને તેથી અડધું આપવું અને માસીસાસુ વગેરેને કાંચળીને દિવસે આપ્યું હોય તેટલું આપવું. સસરાને રૂ. ૨). વડસસરાને તેથી અડધું અને સ્રીપુરૂષોમાં દરજા પ્રમાણે પૈસા આપવા.

**ધીમના જમણની રીત**—ફાગણ વદ પડવાને દિવસે એ જમણ આપવું અને તેની રીત ત્રીજના જમણની રીત પ્રમાણે. તે દિવસે સમી સાંજે વરકન્યાને ગણપતિ આગળ બેસાડી છોકરા તરફની મહિયારી પાસે તેલ ઘલાવવું. તેલ ઘાલ્યાનો અડધો છોકરીને ત્યાંનો હોય તે મહિયારીને આપવો અને મોર દેવો. અને જમાઇને રીત મોકલવી તેમાં લૂગડાં, રોકડા રૂ. ૨) પીચકારીના રૂ. ૪) અથવા રૂ. ૨) કળશીઆ ચાર અથવા બે તેમાં દહીં, દુધ તથા આંબાના પાતરાં સાથે, સીરોટાનો લાડુ એક તે ઉપર રૂ. ૧) ખાવાનું, ગલાલ, અબીલ, એટલું મોકલવું.

છોકરીને વાડી ભરે ત્યારે સાસરાની વાડીનું બીડું રૂ. ૧) મોસાળ સાસરાની વાડીનો અડધો, નણંદની વાડીનો અડધો, ઘરની વાડીનો અડધો, એટલાં બીડાં છોકરીને સાસરે આપવાં.

## વૈશાખ સુદ ત્રીજને દિવસે અખાડ ત્રીજના હાર ઘલાવવાની રીત.

છોકરીને સાથી એક બે સ્ત્રીએ એ રીત અપાવવા જવું અને સાસુ વગેરે ત્યાંના ઘરની સ્ત્રીઓને એકેકી ફૂલમાળા આપવી તથા સાસુને રૂ. ૧), બે વડસાસુને તેથી અડધું, ઘરનાં સઘળાં બઇરાંને સંબંધ પ્રમાણે તથા બીજાં સગાંવ્હાલાંને વ્યવહારના પૈસા આપવા ને શક્તિ પ્રમાણે થડે થડે અથવા બધાના આપવા.

આણાને દિવસે છોકરીને તેડવા બે છોકરાને મોકલવા.

છોકરીને મૂકવાને તેની નણંદ આવે તેને રૂ. ૨) અથવા રૂ. ૧) આપવો.

છોકરીને માથું ચોળીને સાસરે મોકલવી.

જેઠ સુદ બારસને દિવસે કરવડા બારસની રીત છોકરીને સાસ-રેથી આવે તેને બીડાનો રૂ. ૧) આપવો.

**સોળવણુની રીત**—સાસુને ચાંલો રૂ. ૨) અને બે વડસાસુને તેથી અડધો કરવો. જમાઇને પચાસ કેરી, સાસુસસરાને ત્રીસ, વડસસરા તથા વડસાસુને વીસ, અથવા શકિત પ્રમાણે આપવી.

**જેઠ વદ અમાસને દિવસે વડસાવિત્રીની રીત**—ટોપ-લામાં ધઉં શેર દશ, મોગચણા શેર પાંચ, ગોળ શેર પા. કલેકું એક, પાટો એક રેશમી રાતો, અડધો રૂપીઓ રોકડો એટલું છોક-રીને સાસરે મોકલવું. વડ પૂજવા જાય ત્યાં જમાઇને રૂ. ૪) અથવા રૂ. ૨) નો ચાંલો કરવો અને છોકરીને લૂગડું કસબી કોરતું આપવું. તે લૂગડું પાનેતર તથા મોડધાટડી ઉતારીને પહેરવું. વડ પૂજવા જતાં પહેલાં છોકરીનું માથું ચોળીને સાસરે મોકલવી.

**અખાડ વદ અમાસને દિવસે જેવંત્રીની રીત**—વડ-સાવિત્રીની રીત પ્રમાણે છોકરીને સાસરે ધઉં વગેરે મોકલવું અને છોકરીનું માથું ચોળી સાસરે મોકલવી.

કાજળી વગેરેનો ફરાળ છોકરીને સાસરેથી આવે તે દરેક ફરાળ વખત રૂ ૨) અથવા રૂ. ૧)નું બીડું આપવું.

શ્રાવણ સુદ પુનેમે બળેવની રીત. જમાઇને લુગડાં તથા રૂ. ૨) તથા બરફીની માટલી એટલું આપવું.

હારપાન આવે ત્યારે આના ચાર અથવા આના બે આપવા.

**ભાદરવા સુદ સાતમને દિવસે અમકારીઆ સાતમની રીત**—એ રીત લઇને આવે ત્યારે સાસુને રૂ. ૧) અને બે વડ-સાસુને અડધો અને સર્વેને સંબંધ પ્રમાણે પૈસા આપવા.

**આસો સુદી પુનેમને દિવસે ધોબાની રીત** આવે તેનાં બીડાનો રૂ. ૧) આપવો. છોકરીને સાસરે મોકલતાં પહેલાં માથું ચોળી સણગારવી.

દીવાળીની રીતનું જમાઇને ખાવાનું તથા આતશબાજી મોકલવાં.

**સંક્રાતને દિવસે ગોએતું કોસણવાની રીત**—દેહપિંડ આપવા. તેમાં ગોળપાપડી ભરેલું પાતેલું એક, કાંસાનો વાડકો એક ઘી ભરેલો. તામડી એક દુધ ભરેલી, સોનાના દેહપિંડના રૂ. ૨), રૂપાનાં દેહપિંડનો રૂ. ૧, તાંબાના દેહપિંડનો અડધો, ગોળ શેર પાંચ સોપારી શેર પાંચ. બદામ શેર પાંચ, ખારેક શેર ૫, ખાંડ શેર પાંચ, કેળા નંગ પંદર, શેરડી નંગ દશ, એ રીતે તેર દેહપિંડ આપવા. તે મધ્યે પાતેલામાં રૂ. ૧), વાડકામાં અડધો, અને તામડીમાં પાવલું મૂકવું. સોના, રૂપા તથા તાંબાના દેહપિંડમાં કંઇ મૂકવું નહિ અને તે સિવાય બાકીના સાત દેહપિંડમાં બબે આના મૂકવાં. પાતેલું સાસુને, વાડકો દિયરને અને તામડી મોસાળ સાસરે આપવી. સંક્રાતની રીતનું જમાઇને ખાવાનું મોકલવું.

ગોએતું ન કોસણાવે તો દેહપિંડ આપવો, તેમાં કેળાં નંગ પચીસ, નાળીએર એક તથા રૂ. ૧) આપવો.

## બીજા વર્ષની રીત.

હોળી તથા બળેવે જમાઇને પાઘડી આપવી.

બીજા વર્ષની સંક્રાંતથી દર વર્ષની સંક્રાંતે એક દેહપિંડ ગોળ સોપારી વિગેરે વસ્તુનો અપાવવો. તેમાં રોકડો રૂ. ૧) અથવા અડધો આપવો.

## પ્રકરણ ૪થું.

### છોકરીને કાળો થર પહેરાવવાની રીત.

પરણ્યાથી એકીના વર્ષે છોકરીને કાળો થર પહેરાવવો અને સાસુ સસરા જે મોટાં હોય તેને પગેલાગણું અપાવવું. તેમાં સાસુસસરા દરેકને રૂ. ૧) કાકાસસરા, મામાસસરા, જેઠ, કાકીસાસુ, મામીસાસુ, ફોઇઅણુસાસુ, જેઠાણી તથા મોટી નણંદ વગેરે મોટાંને અડધો, પાવલી, અથવા બે આની એ રીતે દરજ્જા પ્રમાણે આપવું.

## પ્રકરણ ૫ મું.

### સીમંતની રીત આગળ પ્રમાણે થતી નથી તેથી ટુંકામાં લીધી છે.

**છોકરીના પિયર તરફની**—રાખડીને દહાડે છોકરીનાં પિયરીઆંએ છોકરીને શણગારવા તેને સાસરે સગાંને તેડીને જવું.

રાખડી વખત લૂગડું, કાંચળી અથવા રોકડા રૂપીઆનો છોકરીને ચાંલ્લો કરવો.

કર્માન્તર વખતે જમાઇને રૂ. ૧૧) કે રૂ ૯) કે રૂ. ૭) કે રૂ. ૫) નો ચાંલ્લો કરવો અને છોકરીને રાખડી કરતાં હલકાં લૂગડાં કાંચળીનો ચાંલ્લો કરવો. દિયરને ખુસટ મારવાના રૂ. ૨) અથવા રૂ. ૧) આપવો. ગોરદક્ષિણાના રૂ. ૩) આપવા. પણજવારનો અડધો આપવો.

બીજે દિવસે સવારે છોકરીને તેડવા બે છોકરાને મોકલવા.

**આસો સુદી પુનેમને દિવસે ધોબાની રીત આવે** તેનાં બીડાનો રૂ. ૧) આપવો. છોકરીને સાસરે મોકલતાં પહેલાં માથું ચોળી સણગારવી.

દીવાળીની રીતનું જમાઇને ખાવાનું તથા આતશબાજી મોકલવાં.

**સંક્રાતને દિવસે ગોએતું કોસણુવાની રીત**—દેહપિંડ આપવા. તેમાં ગોળપાપડી ભરેલું પાતેલું એક, કાંસાનો વાડકો એક ઘી ભરેલો. તામડી એક દુધ ભરેલી, સોનાના દેહપિંડના રૂ. ૨), રૂપાનાં દેહપિંડનો રૂ. ૧, તાંબાના દેહપિંડનો અડધો, ગોળ શેર પાંચ સોપારી શેર પાંચ. બદામ શેર પાંચ, ખારેક શેર ૫, ખાંડ શેર પાંચ, કેળા નંગ પંદર, શેરડી નંગ દશ, એ રીતે તેર દેહપિંડ આપવા. તે મધ્યે પાતેલામાં રૂ. ૧), વાડકામાં અડધો, અને તામડીમાં પાવલું મૂકવું. સોના, રૂપા તથા તાંબાના દેહાપંડમાં કંઇ મૂકવું નહિ અને તે સિવાય બાકીના સાત દેહપિંડમાં બબે આના મૂકવાં. પાતેલું સાસુને, વાડકો દિયરને અને તામડી મોસાળ સાસરે આપવી. સંક્રાત ની રીતનું જમાઇને ખાવાનું મોકલવું.

ગોએતું ન કોસણાવે તો દેહપિંડ આપવો, તેમાં કેળાં નંગ પચીસ, નાળીએર એક તથા રૂ. ૧) આપવો.

## બીજા વર્ષની રીત.

હોળી તથા બળેવે જમાઇને પાઘડી આપવી.

બીજા વર્ષની સંક્રાંતથી દર વર્ષની સંક્રાંતે એક દેહપિંડ ગોળ સોપારી વિગેરે વસ્તુનો અપાવવો. તેમાં રોકડો રૂ. ૧) અથવા અડધો આપવો.

# પ્રકરણ ૪થું.

## છોકરીને કાળો થર પહેરાવવાની રીત.

પરણ્યાથી એકીના વર્ષે છોકરીને કાળો થર પહેરાવવો અને સાસુ સસરા જે મોટાં હોય તેને પગેલાગણું અપાવવું. તેમાં સાસુસસરા દરેકને રૂ. ૧) કાકાસસરા, મામાસસરા, જેઠ, કાકીસાસુ, મામીસાસુ, ફોઇઅણુસાસુ, જેઠાણી તથા મોટી નણંદ વગેરે મોટાને અડધો, પ.વલી, અથવા બે આની એ રીતે દરજા પ્રમાણે આપવું.

# પ્રકરણ ૫ મું.

## સીમંતની રીત આગળ પ્રમાણે થતી નથી તેથી ટુંકામાં લીધી છે.

**છોકરીના પિયર તરફની**—રાખડીને દહાડે છોકરીનાં પિયરીઆંએ છોકરીને શણગારવા તેને સાસરે સગાંને તેડીને જવું.

રાખડી વખત લૂગડું, કાંચળી અથવા રોકડા રૂપીઆનો છોકરીને ચાંલ્લો કરવો.

કર્માન્તર વખતે જમાઇને રૂ. ૧૧) કે રૂ ૯) કે રૂ. ૭) કે રૂ. ૫) નો ચાંલ્લો કરવો અને છોકરીને રાખડી કરતાં હલકાં લૂગડાં કાંચળીનો ચાંલ્લો કરવો. દિયરને બુસટ મારવાના રૂ. ૨) અથવા રૂ. ૧) આપવો. ગોરદક્ષિણાના રૂ. ૩) આપવા. પણજવારનો અડધો આપવો.

બીજે દિવસે સવારે છોકરીને તેડવા બે છોકરાને મોકલવા.

## છોકરા તરફની રીત.

રાખડીને દિવસે વહુનો ખોળો ભરવો તેમાં રૂ. ૫૧) અથવા શક્તિ પ્રમાણે આપવું. કસુંબું કસબી તથા લીલી ચોળીનો ચાંલ્લો વહુને કરવો. અને નણંદ પાસે રાખડી બંધાવવી.

રાખડી, બે મણકા તથા માદળિયું મોતીએ, પોવડાવી રેશમી રાતે દોરે ગુંઠાવી તે તથા કાળા રેશમી કકડામાં ચાર ચકલાની ધૂળ, હરમાનની મળી તથા બીલભીભૂતી મૂકી તેને ચોખંડું સીવી લેવું. તેને રાતા રેશમને દોરે ગાંઠવું. એ રીતની બે રાખડી વહુના જમણા હાથને કાંડે બાંધવી તેમાં હરમાનની મળીવાળી રાખડી અગીઆરમે વાસે નાહતી વખત છોડી નાંખવી. ત્યાંસુધી છોડવી નહિ.

વૃદ્ધશ્રાદ્ધ તથા ગણપતિપૂજન મુહુર્તના દિવસે જનોઇના પ્રકરણમાં લખેલી રીત પ્રમાણે કરવાં તથા માતા માંડવાં.

કર્માન્તર વખત સાસરીઆંએ વહુને તેડવા જવું અને સાથે પાટ તથા મોડ તથા પસલીનો સામાન લઇ જવો. પાટનો ચાંલ્લો કરી તે પાટ પહેરાવવો તથા પસલી ભરાવવી. પસલીનો સામાન લગ્નના પ્રકરણમાં લખ્યા પ્રમાણે.

બીજે દિવસે વહુને પિયરથી બે છોકરા વહુને તેડવા આવે તેને એકેકું નાળિએર આપવું અને વહુને વાસી મોહે પિયર મોકલવી.

## વહુને વળાવવા રીત.

વહુને નવમો મહિનો બેઠા પછી વળાવવાની રીત કરવી. તે વખત ચાંલ્લો કરી તેને રૂ. ૪) અથવા રૂ. ૨) આપવા.

## પ્રકરણ ૬ ઠું.

# છુટા છેડા થયેથી કરવાની રીત.

### છોકરા તરફની.

છુટાછેડા થયાની વધામણી લાવનારને છોકરો આવ્યો હોય તો રૂ. ૧) અને છોકરી આવી હોય તો અડધો આપવો. છોકરો આવ્યો હોય તો છોકરાના બાપને કુંડીએ નવડાવવો. કુંડીમાં પાણી તથા દહીં, દૂધ નાંખી તેણેવતી બહેન નવાડે તેને શક્તિ પ્રમાણે આપવું. એ દિવસે ગીત ગવાડવાં.

વેવાઇને ત્યાં જોવા તેડે તો સર્વ સગાંવ્હાલાને તેડીને બૈરાંએ જવું.

### વધાવ્યાની રીત.

પાંચમે વાસે વધાવવા તેડે તો સર્વ સગાંવ્હાલાંએ એકઠાં થઇ જવું અને સાથે સુંઠ, ખારેક, કોપરાં, બદામ, પસ્તાં, ચારોળી અને ગોળ એટલું શક્તિ પ્રમાણે લઇ જવું. છઠ્ઠીનો સામાન પણ તેજ દિવસે લઇ જવો. તે સામાનમાં નાળિએર એક, પૈસા સાત, પાન સાત, સોપારી સાત, રાતો ગજીનો કકડો ગજ સવા, રોકડો રૂ. ૧) એટલું લઇ જવું. સોનારૂપાનાં ફૂલ તથા દ્રોમોગરાંએ બાળકને વધાવવું અને એ દિવસે પણ ગીત ગવાડવાં.

### છઠ્ઠીની રીત.

એ દિવસે જે છોકરૂં આવ્યું હોય તેની ફોઇએ છઠ્ઠી પુજવા જવું. અને રાત્રે જનમરાસ ગવાડવો. છોકરૂં આવ્યું હોય તેના મામાને જનમરાસ વખતે ચાંલ્લો કરી રૂ. ૨) અથવા રૂ. ૧) આપવો અને

જનમરાસ ગાનાર બ્રાહ્મણનીં આવ્યાં હોય તે ગાઇ રહે ત્યારે મુખ્ય ગાનારીને ચોખા શેર પાંચ, નાળિયેર એક અને રોકડા રૂ. ૨) આપવા. તે ગાનાર બે જણ હોય તો દરેકને એકેક રૂપીઓ આપવો.

અગીઆરમે વાસે છોકરાના બાપે ઉપર લખ્યા પ્રમાણે કુંડીએ ન્હાવું અને પોતાને ઘેર ગીત ગવાડવાં તથા કંસાર કરવો. મહિનાની અંદર સારો દિવસ જોઇ વહુને પગ ઘાલવા તેડવી અને તે દિવસે કંસાર કરવો.

## ઝોળીની રીત.

બારમે વાસે સર્વેએ મળી ઝોળી કરવા જવું. ફોઇ વગેરે સંબંધીએ છોકરાંને સારૂ શકિત પ્રમાણે લુગડાં તથા ઘરેણું લઇ જવું. અને બીજાં સગાંએ પણ વ્યવહાર પ્રમાણે લુગડાં લઈ જવાં. તે શિવાય હાથેપગે, કેડે તથા ડોકમાં બંધાય તેવા સુંસુરના બાર તારના દોરા કુંકાએ ખરડીને લઇ જવા અને ઘરેણું પહેરાવતાં પહેલા તે દોરા અડકાડવા અને આગળ સીમંતના પ્રકરણમાં મળીની રાખડી લખીછે તેવી બાળારખી લઇ જઇ છોકરાના ડોકમા ઘાલવી.

વહુ ઘેર આવે ત્યારે એકલું ઘોડિયું હોય તો તે ઉંચકી લાવનારને આના બે, અને ઘોડિયું પારણું બે વાના હોય તો આના ચાર આપવા.

પહેલે ખોળે છોકરીં આવે તો ગીત, જનમરાસ, તથા કુંડીએ ન્હાવાનીં રીત કરવી નહિ. એ શિવાયની રીત કરવી.

## છોકરીને ત્યાંની રીત.

છોકરીના છુટાછેડા થાય ત્યારે તેને સાસરે વધામણી મોકલવી.

સાસુ જોવા આવે તેને માદરસાડીના ચાંલાના રૂ. ૪) અથવા રૂ. ૨) આપવા.

જોવા તેડવાની રીત કરીને જોવા તેડયાં હોય તે વખત સાસુને ફરી આપવું નહિ પણ જે બીજાં જોવાં આવ્યાં હોય તેને બે આની વગેરે સંબંધ પ્રમાણે તથા બીજા સગાં જે આવ્યા હોય તેને પૈસા આપવા.

## વધાવવાની રીત.

પાંચમે વાસે સૌને વધાવવાં તેડવાં. તે વખત સાસુને ચાંલાના રૂ. ૨) અથવા રૂ. ૧) અને બીજાં સગાંને ઉપર લખ્યા મુજબ પૈસા આપવા. સોનારૂપાનાં ફૂલ તથા દ્રો મોગરાથી છોકરાંને વધાવવું તથા ગીત ગવાડવાં.

## છઠ્ઠીની રીત.

છઠ્ઠી પૂજવાનો પાટલો ચીતરાવવો અને છોકરો આવ્યો હોય તો છોકરીના સાસરીયાંને જમવા તેડવા. જે છોકરૂં આવ્યું હોય તેની ફોઈ છઠ્ઠી પૂજે તેને રૂ. ૨) અથવા રૂ. ૧) આપવો. જનમરાસ ગવાય તે વખતે જાગરણ ઉઠયાનો સાસુને ચાંલો રૂ. ૨) અથવા રૂા. ૧) નો કરવો.

અગીઆરમે દહાડે જમાઇ કુડીએ ન્હાય તેને રૂ. ૨) અથવા રૂા. ૧) ચાંલો કરવો.

જનમરાસ ગાનાર બ્રાહ્મણનાં આવ્યાં હોય તે ગાઇ રહે ત્યારે મુખ્ય ગાનારીને ચોખા શેર પાંચ, નાળિયેર એક અને રોકડા રૂ. ૨) આપવા. તે ગાનાર બે જણ હોય તો દરેકને એકેક રૂપીઓ આપવો.

અગીઆરમે વાસે છોકરાના બાપે ઉપર લખ્યા પ્રમાણે કુંડીએ ન્હાવું અને પોતાને ઘેર ગીત ગવાડવાં તથા કંસાર કરવો. મહિનાની અંદર સારો દિવસ જોઇ વહુને પગ ઘાલવા તેડવી અને તે દિવસે કંસાર કરવો.

## ઝોળીની રીત.

બારમે વાસે સર્વેએ મળી ઝોળી કરવા જવું. ફોઇ વગેરે સંબંધીએ છોકરાંને સારૂ શકિત પ્રમાણે લુગડાં તથા ઘરેણું લઇ જવું. અને બીજાં સગાંએ પણ વ્યવહાર પ્રમાણે લુગડાં લઈ જવાં. તે શિવાય હાથેપગે, કેડે તથા ડોકમાં બંધાય તેવા સુંસુરના બાર તારના દોરા કુંકાએ ખરડીને લઇ જવા અને ઘરેણું પહેરાવતાં પહેલા તે દોરા અડકાડવા અને આગળે સીમંતના પ્રકરણમાં મળીની રાખડી લખીછે તેવી બાળારખી લઇ જઇ છોકરાંના ડોકમા ઘાલવી.

વહુ ઘેર આવે ત્યારે એકલું ઘોડિયું હોય તો તે ઉંચકી લાવનારને આના બે, અને ઘોડિયું પારણું બે વાના હોય તો આના ચાર આપવા.

પહેલે ખોળે છોકરી આવે તો ગીત, જનમરાસ, તથા કુંડીએ ન્હાવાની રીત કરવી નહિ. એ શિવાયની રીત કરવી.

## છોકરીને ત્યાંની રીત.

છોકરીના છુટાછેડા થાય ત્યારે તેને સાસરે વધામણી મોકલવી.

સાસુ જોવા આવે તેને માદરસાડીના ચાંલ્લાના રૂ. ૪) અથવા રૂ. ૨) આપવા.

જોવા તેડવાની રીત કરીને જોવા તેડયાં હોય તે વખત સાસુને ફરી આપવું નહિ પણ જે બીજાં જોવાં આવ્યાં હોય તેને બે આની વગેરે સંબંધ પ્રમાણે તથા બીજા સગાં જે આવ્યા હોય તેને પૈસા આપવા.

## વધાવવાની રીત.

પાંચમે વાસે સૌને વધાવવાં તેડવાં. તે વખત સાસુને ચાંલ્લાના રૂ. ૨) અથવા રૂ. ૧) અને બીજાં સગાંને ઉપર લખ્યા મુજબ પૈસા આપવા. સોનારૂપાનાં ફૂલ તથા દ્રો મોગરાથી છોકરાંને વધાવવું તથા ગીત ગવાડવાં.

## છઠ્ઠીની રીત.

છઠ્ઠી પૂજવાનો પાટલો ચીતરાવવો અને છોકરો આવ્યો હોય તો છોકરીના સાસરીયાંને જમવા તેડવા. જે છોકરૂં આવ્યું હોય તેની ફોઈ છઠ્ઠી પૂજે તેને રૂ. ૨) અથવા રૂ. ૧) આપવો. જનમરાસ ગવાય તે વખતે જાગરણ ઉઠયાનો સાસુને ચાંલ્લો રૂ. ૨) અથવા રૂા. ૧) નો કરવો.

અગીઆરમે દહાડે જમાઇ કુડીએ ન્હાય તેને રૂ. ૨) અથવા રૂા. ૧) ચાંલ્લો કરવો.

જનમરાસ ગાનાર બ્રાહ્મણુનાં આવ્યાં હોય તે ગાઇ રહે ત્યારે મુખ્ય ગાનારીને ચોખા શેર પાંચ, નાળિયેર એક અને રોકડા રૂ. ૨) આપવા. તે ગાનાર બે જણુ હોય તો દરેકને એકેક રૂપીઓ આપવો.

અગીઆરમે વાસે છોકરાના બાપે ઉપર લખ્યા પ્રમાણે કુંડીએ ન્હાવું અને પોતાને ઘેર ગીત ગવાડવાં તથા કંસાર કરવો. મહિનાની અંદર સારો દિવસ જોઇ વહુને પગ ઘાલવા તેડવી અને તે દિવસે કંસાર કરવો.

## ઝોળીની રીત.

બારમે વાસે સર્વેએ મળી ઝોળી કરવા જવું. ફોઇ વગેરે સંબંધીએ છોકરાંને સારૂ શકિત પ્રમાણે લુગડાં તથા ઘરેણું લઇ જવું. અને બીજાં સગાંએ પણુ વ્યવહાર પ્રમાણે લુગડાં લઇ જવાં. તે શિવાય હાથેપગે, કેડે તથા ડોકમાં બંધાય તેવા સુંસુરના બાર તારના દોરા કુંકાએ ખરડીને લઇ જવા અને ઘરેણું પહેરાવતાં પહેલા તે દોરા અડકાડવા અને આગળ સીમંતના પ્રકરણુમાં મળીની રાખડી લખીછે તેવી બાળારખી લઇ જઇ છોકરાંના ડોકમાં ઘાલવી.

વહુ ઘેર આવે ત્યારે એકલું ઘોડિયું હોય તો તે ઉંચકી લાવનારને આના બે, અને ઘોડિયું પારણું બે વાના હોય તો આના ચાર આપવા.

પહેલે ખોળે છોકરી આવે તો ગીત, જનમરાસ, તથા કુંડીએ ન્હાવાની રીત કરવી નહિ. એ શિવાયની રીત કરવી.

## છોકરીને ત્યાંની રીત.

છોકરીના છુટાછેડા થાય ત્યારે તેને સાસરે વધામણી મોકલવી.

સાસુ જોવા આવે તેને માદરસાડીના ચાંલ્લાના રૂ. ૪) અથવા રૂ. ૨) આપવા.

જોવા તેડવાની રીત ફરીને જોવા તેડયાં હોય તે વખત સાસુને ફરી આપવું નહિ પણ જે બીજાં જોવાં આવ્યાં હોય તેને બે આની વગેરે સંબંધ પ્રમાણે તથા બીજા સગાં જે આવ્યા હોય તેને પૈસા આપવા.

## વધાવવાની રીત.

પાંચમે વાસે સૌને વધાવવાં તેડવાં. તે વખત સાસુને ચાંલ્લાના રૂ. ૨) અથવા રૂ. ૧) અને બીજાં સગાંને ઉપર લખ્યા મુજબ પૈસા આપવા. સોનારૂપાનાં ફૂલ તથા દ્રો મોગરાથી છોકરાંને વધાવવું તથા ગીત ગવાડવાં.

## છઠ્ઠીની રીત.

છઠ્ઠી પૂજવાનો પાટલો ચીતરાવવો અને છોકરો આવ્યો હોય તો છોકરીના સાસરીયાંને જમવા તેડવા. જે છોકરૂં આવ્યું હોય તેની ફોઈ છઠ્ઠી પૂજે તેને રૂ. ૨) અથવા રૂ. ૧) આપવો. જનમરાસ ગવાય તે વખતે જાગરણ ઉઠયાનો સાસુને ચાંલ્લો રૂ. ૨) અથવા રૂ. ૧) નો કરવો.

અગીઆરમે દહાડે જમાઇ કુડીએ ન્હાય તેને રૂ. ૨) અથવા રૂ. ૧) ચાંલ્લો કરવો.

## ઝોળીની રીત.

બારમે વાસે છોકરીના સાસરીઆને ઝોળી કરવા તેડવાં. તે સર્વે ને પહુંવા, પતાસાં અને કોપરૂં આપવું. ઝોળી કરવી તે શાલની કરી તેમાં આવેલાં બાળકની ફોઇએ તે છોકરાને સુવાડવું. અને તે ઝોળી ચાર છોકરાએ ઝાલવી અને નામ પાડયા પછી તે છોકરાને તેની માએ લઇ ઝોળીમાં છઠ્ઠીપૂજામાં નાળીએર હોય તે નાળીએર મુકવું અને તે નાળીએર તે છોકરાંની ફોઇએ લઇ લેવું. છોકરાને ઘરના લુગડાં કરે તેના રૂ. ૨) અથવા રૂ. ૧) આપવો. અને ફોઇ વગેરેનાં લુગડાં હોય તે દરેકને અડધો આપવો.

## વળાવવાની રીત.

છોકરીને વળાવે ત્યારે ઘોડિયું, પારણું, ગોદડિઓ, તકિયો, ગાલ મસુરીયાં તથા ઝોળી વાલીઆ સાથે, છોકરાને લુગડાં તથા ઘરેણાં શક્તિ પ્રમાણે તથા છોકરીને લૂગડું સાધારણ એટલું સાથે આપવું. છોકરીની સાસુને પગે લાગ્યાનો રૂ. ૧) છોકરીની પાસે અપાવવો.

પહેલી છોકરી હોય તો પારણું આપવું નહીં.

---

## પ્રકરણ ૭ મું.

---

## બોટણની રીત.

### છોકરાંના બાપના તરફની.

આવેલાં છોકરાંને મોસાળથી રૂ. ૧) અથવા અડધો આવ્યો હોય તેણે વતી ફોઇ પાસે છોકરાંને બોટણ કરાવવું અને તે રૂપીઓ અથવા અડધો ફોઇને આપવો.

## મોસાળ તરફની.

થાળી એક કાંસાની, વાડકી એક કાંસાની, ફસલી એક ૨. ૧) અથવા અડધો રોકડો, લૂગડાં અથવા રોકડું એટલું છોકરીને સાસરે મોકલવું.

## ધીમની રીત.

### છોકરાંના બાપ તરફની.

ફાગણ શુદ બારસને દિવસે છોકરાંને મોસાળથી આવેલા અડધા વતી ફોઈ પાસે છોકરાંને તેલ ઘલાવવું. તે અડધો ફોઈને આપવો.

ફાગણ વદ પડવાને દિવસે ફોઈ પાસે છોકરાને મોહોર દેવાડવો.

### છોકરાંના મોસાળ તરફની.

ફાગણ શુદ બારસને દિવસે ખાત્રાતું, સીરાટો, તે ઉપર અડધો રૂપીઓ, કસલી એક, તેમાં દહીં, દૂધ તથા આંબાનાં પાતરાં તથા છોકરાંને લૂગડાં અથવા રોકડું એટલું મોકલવું.

---

## પ્રકરણ ૮ મું.

## પરચુરણ બાબતો.

### કુંવારૂં જમણ આપવાની રીત.

લગન, જનોઈ હોય એવે પ્રસંગે જે છોકરીનો વિવાહ મળ્યો હોય અને પરણી ન હોય તેને સાસરે કુંવારાં જમણનાં નોતરાં કરવાં. જમણ લેવા આવે ત્યારે ચાંલા કરવા, તેમાં

સાસુને રૂ. ૨), સસરાને રૂ. ૨), વડસાસુ હયાત હોય તો તે દરેકને રૂ. ૧), જમાઈને રૂ. ૨), કાકીસાસુ, મામીસાસુ વગેરેને બે બે આની, અને જમવા આવ્યાં હોય તે બીજાં સગાંને પૈસા. એ દિવસે માંગ્યા પૈસા આપવાનો ધારો નથી.

## વેહેવાણું આપવાની રીત.

લગ્ન, જનોઇ વગેરે પ્રસંગે પરણેલી છોકરીને સાસરે વેહેવાણું આપવાનાં નોતરાં કરવામાં આવે છે. તે વખતે ચાંલા કરવા, તે કુંવારાં જમણુની રીતમાં લખ્યા પ્રમાણે કરવા.

## આરેકકોપરાંનો હાર કરવાની રીત.

એક હાર કરવો હોય તો તેને સારૂ નાનામાં નાની નાળીએરની ગોટી એક, ખારેક બાર, સોપારી તેર, લેવાં અને કોપરાના કકડા છોલી ગોળ કરી તેના સાંપટ બાર કરવાં અને ધોળા, રાતા, પીળા તથા લીલા કાગળની ચકતી ગોળ કાંગરાવાળી કરાવી મંગાવવી. મહુડાં, જવ, જનોઇના જોટા બે, સેઇઆ બે, મોટી સેય બે, એટલો સામાન તૈયાર કરી તે મધ્યેથી ગોટી, સોપારી, ખારેક અને સાંપટને વિંધાવવાં અને જવને હાર પોવાને આગલે દહાડે પલાળી મૂકવા. ગોટીને શુંદરવતી સુનાના વરખે મઢવી, સોપારી સાત સુનેરી વરખે અને ૭ રૂપેરી વરખે મઢવાં, ખારેક તથા સાંપટ ૭ સુનેરી અને ૭ રૂપેરી વરખે મઢવાં. મહુડાં અઠયાસી સુનેરી, અને એકસો છોતેર રૂપેરી વરખે મઢવાં, અને જવ એકસો છોતેર રૂપેરી વરખે મઢવા. જનોઇના જોટામાંથી ચાર સેર કરવી. પહેલી મધ્યમાં મઢેલી ગોટી ચારે સેર એકઠી કરી તેમાં

પરોવવી. તેની પાસે બન્ને બાજુએ ચાર સેર એકઠીમાં ચાર રંગની ચકતી પોવી. તેમજ ચાર સેર એકઠીમાં ખારેક સુનેરી, તેની પાસે ચારે રંગની ચકતી, તેની પાસે સાંપટ સુનેરી, તેની પાસે ચાર રંગની ચકતી, તેની પાસે સોપારી સુનેરી, તેની પાસે ચાર રંગની ચકતી, પછી ચાર સેર છુટી પાડી તે દરેક સેરમાં રૂપેરી મહુડાં અગિયાર અગીયાર પરોવવાં. પછી પાછી ચાર સેર એકઠી કરી તેમાં ચાર રંગની ચકતી પોવી. પછી ઉપર લખ્યા પ્રમાણે રૂપેરી ખારેક તથા સાંપટ તથા સોપારી અને દરેકની વચ્ચે ચાર રંગની ચકતી એ પ્રમાણે પોવું. પછી ચાર સેર છુટી પાડી દરેક સેરમાં રૂપેરી જવ નવ નવ પોવા. પછી ચાર સેર એકઠી કરી ચાર રંગની ચકતી પોવી ઉપર પ્રમાણે સુનેરી ખારેક વગેરે ચાર રંગની ચકતી સહિત પોવાં. પછી ચાર સેર છુટી પાડી દરેક સેરમાં સુનેરી મહુડાં અગીઆર અગીઆર પોવાં. પછી ચાર સેર એકઠી કરી ચકતી પોઇ ઉપર પ્રમાણે ખારેક વગેરે રૂપેરી સામાન પોવો. પછી ચાર સેર છુટી પાડી દરેકમાં રૂપેરી મહુડાં અગીઆર અગીઆર પોવાં. પછી સેર એકઠી કરી તેમાં ચકતી તથા ઉપર પ્રમાણે સુનેરી સામાન પોવો. પછી ચાર સેર છુટી પાડી દરેકમાં રૂપેરી જવ નવ નવ પોવા. અને પાછી સેર એકઠી કરી તેમાં ઉપર પ્રમાણે ચકતી તથા રૂપેરી ખારેક વગેરે પોવાં. એ પ્રમાણે ગોટીની બન્ને બાજુએ પોઇ રહેથી બે છેડા એકઠા કરી તેમાં મેર તરીકે બાકી રહેલું સોનેરી સોપારી પોવું તે ઉપર જનોઇના છેડાની ગાંઠ વાળી તે ગાંઠને વરખે મઢવી.

શુભ કાર્ય કરવાની સઘળી જગ્યાએ સાથીઆ પુરવા. પરણ્યા પછીની પહેલી બળેવે વરનો ગોર છોકરીને રાખડી બાંધવા આવે

ત્યારે ગોરને અડધો અને મોસાળગોરને પાવલું દક્ષિણા આપવી. અને કન્યાને ત્યાંના ગોર છોકરાને રાખડી બાંધવા આવે ત્યારે ગોરને રૂ. ૧) અને મોસાળ ગોરને અડધો દક્ષિણા આપવી.

પરણ્યા પછી છોકરીને સાસરે પહેલું શ્રાદ્ધ કરવામાં આવે ત્યારે છોકરી પાસે પણજવારમાં અડધો કરાવવો અને મોસાળસાસરાના શ્રાદ્ધમાં ચાર આના કરાવવા.

વધામણું લઇને જે ગોર આવે તેને દરેક વખતે એક આનો અને રીત લઇને ચાકર આવે તેને દરેકને અડધો આનો આપવો.

લગ્ન તથા જનોઇના પ્રસંગે પાપડ વણવા. વડસાવિત્રી ગયા પછી વરવાળાએ છોકરીનાં ત્રણે પાનેતર મંગાવી લઇ વહુને પહેરવા સારૂ રંગાવી આપવાં.

## ચાંલાવ્રત કરાવે તો તેની રીત.

પરણ્યા પછી પહેલી સંક્રાંતે ગોએતું કોસણે તે દીવસથી દરરોજ બીજા વર્ષની સંક્રાંત સુધી તેર સોવાસણ સ્ત્રીને છોકરીએ ચાંલા કરવા. કોઇ કારણથી ચાંલા પડે તેટલા ચાંલા બેવડા કરવા પછી બીજા વર્ષની સંક્રાંતે કુંકાવટામાં કુંકું અને રૂ ૧) અથવા અડધો મૂકી સાસરે આપવું અને લાકડાની અથવા કાચની તેર ચલાણીમાં કુંકું તથા એકેક ચાલો મૂકી તેર પરણેલી છોકરીની આપવી.

---

# પ્રકરણ ૯ મું.

## છોકરાનાં લગ્ન તથા જનોઈનાં ગીત.

### પીઠી તથા માગવેસણ વખત.

### કુંકુંના છડા.

૧

કુંકુંના છડારે દેવાડીએ, મોતીના ચોક પુરાવો,
કુંવર[1] પરણાવીએ.
સેવના પાટ મંડાવીએ, લીલડે નેત્ર ઓછાડો. કુંવર
ઘીઅના દીવા અજવાળીએ, નાળીએરે અરઘ દેવાડો. કુંવર
મોધરડારે તમે...........દેશે તે દેશજ ચાર. કુંવર.
ઉત્તર દક્ષણ પુરવ, પશ્ચિમ સોતજ ચાર, કુંવર.
મોધરડારે તમે........દેશે તે દેવ છે ચાર, કુંવર.
વિશ્વનાથ ત્ર્યંબકનાથ ગદાધર, મોળેશ્વર સોતજ ચાર. કુંવર.
ઇત્યાદિ........................................ કુંવર.
તમાંરીરે પાઘડી,[2] બાંધી છે રક્ષા ચાર. કુંવર.
ધર્મ રક્ષા, કર્મ રક્ષા, પુત્ર રક્ષા, આયુષ લખ્યારે લેલાટ. કુંવર.

### મંડપ મુહુર્ત વખત ગાવાનું.

૨

સુકેડનાંરે વૃક્ષ વ્હેડીએ રે, એને માંડવે કોણ કોણ તેડીએરે,
એને માંડવે ગણપતિ તેડીએરે, ગણપતિ સર સાથે સિદ્ધિ બુદ્ધિ
આવશેર.
તેઓ સર સાથે લક્ષ લાભ લાવશેરે.

---

૧ છોકરી હોય તો કુંવરને ઠેકાણે 'લાડકડી.' જનોઇમાં 'લાડકડોરે મુંજ્યો,' ૨ કન્યા હોય તો 'ચાટડી.'

## પીઠી વખત ગાવાનું.

૩

રાતો રાતોરે કુંકાનો છોડ, સોહેરે રાતોરે મેં તો નિરખીઓ.
ગોરા.........તમને ચાંલ્લો કરેશ, આજ મારે ઘેર સોહેળો.

પીળો પીળોરે અળધીનોરે છોડ, સોહેરે પીળો મેં તો નિરખીઓ.
ગોરા.........તમને પીઠી ચોળેશ, આજ મારે ઘેર સોહેળો.

લીલો લીલોને નાગરવેલીનો છોડ, સોહેરે ધોળો મેં તો નિરખીઓ.
ગોરા.........તમને બીડલાં આપેશ, આજ મારે ઘેર સોહેળો.

ધોળો ધોળોરે મોગરાનો છોડ, સોહેરે ધોળો મેં તો નિરખીઓ.
ગોરા.........તમને હાર ઘાલેશ, આજ મારે ઘેર સોહેળો.

મ્હોટો મ્હોટોરે નાળીએરીનો છોડ, સોહેરે મ્હોટોરે મેં તો નિરખીઓ.

ગોરા તમને પસલી ભરેશ, આજ મારે ઘેર સોહેળો.
સોહેળડોરે શીળા માંડવા હેઠ, આજ લાડકડાએ આણીઓ"

---

૪

નગર ભલાંરે ત્રંબાવતી, કેળ બીજોરાની વાડીરે.
સીંહાસણ રૂડાંરે વિશ્વનાથ તણાં, ચોપાસ રચી પરવાળીરે.
ઘરને રૂડાંરે જે ઘેર મીઠાં બોલી નારરે
વહુ તમે ભાગ્યશાળી છો, લાખેણા પહેરજો ચીરરે.
તમ પીયુ આસન બેસશે, સુરત નગરીના રાયરે.
સુરતમાં કોણ કોણ રાજીઆ, કોણ રાયની વરતે છે આણરે.
સુરતમાંરે.....રાજીઆ,........ની વરતે છે આણરે.
ખાંડ મોંઘીરે ખંભાતની, ગોળ મોંઘો ગુજરાતરે.
મીઠું તે મોઘુંરે માળવે, જીરૂં તે દખણીને દેશરે.

કુંવર મોધારે......તણા, પસર્યા પનોતીના પેટરે.
તેલ આણોરે વડાગરાં, તેના ચુકાવજો દાણરે.
સુનારૂપાંનાં કંચોળડાં, માંહેરે મોગરેલનાં તેલરે.
બાપ પનોતારે......,માડી ચડાવે છે તેલરે.
સુનારૂપાનાં કંચોળડાં, માંહેરે ગુલાબનાં તેલરે.
મામા પનોતારે......,મામી ચડાવે છે તેલરે,
સુનારૂપાનાં કંચોળડાં, માંહેરે જાવંત્રીનાં તેલરે.
ફુઆ પનોતારે......,ફોઇ ચડાવે છે તેલરે.
સુનારૂપાનાં કંચોળડા, માહેરે એલાએચીના તેલરે.
બનેવી પનોતારે......,બ્હેન ચડાવે છે તેલરે.
નાગફેણરે અંબોડલા, નવગ્રહે જડીયા છે ખાપરે.
જાતાંને રાયરાણે પુછ્યું......,ના બાપરે,
નાગફેણારે અંભોડલા, નવગ્રહે રચી પરવાળીરે,
જાતાં ને રાય રાણે પુછીઉં......માડીરે.
ઇત્યાદિ.........................

## અળધી.

૫

બાઇરે સરશત સામને વિનવું, બાઇરે ગણપતિ લાગવું પાય,
કુંવરકું અળધી ચઢે.
કુંવર મારો લાલ ગુલાબ, કુંવરકું અળધી ચઢે.
બાઇરે અળધીરે અળધીરે અળધલી.
બાઇરે અળધીનું મોંઘું છે મુલ, કુંવરકું અળધી ચઢે.
કુંવર મારો બાળેવેશ કુંવરકું અળધી ચડે.
બાઇરે અળધી તે કોણેને મુલવી, બાઇરે કોણેને ખરચ્યાછે દામ. કુંવરકું
કુંવર મારો ચતુર સુજાણ, કુંવરકું અળધી ચડે.
બાઇરે અળધી તે[૧]......મુલવી, બાઇરે...ખરચ્યાં છે દામ કુંવર.

---

૧ મામાનું નામ ગાવું.

કુંવર મારો કોડીલો કહાન, કુંવરકું અળધી ચડે.

## પીઠી.

૬

પીઠી ચોળોને પંચકલ્યાણી, પીઠી કયેરે મુલકથી આણી.
પીઠી અમદાવાદથી આણી, પીઠી સુરતમાં વેચાણી.
પીઠી પાવલાની પાશેર, પીઠી અડધાની અચ્છેર.
પીઠી રૂપિયાની શેર, પીઠી આણી અમારે ઘેર.
પીઠી સમરથ મામા અણાવે, પીઠી મામીને માસી ચડાવે.
પીઠી કેળવી કીધીરે ધાડી, પીઠી ચોળે લાડેકડાની માડી.
પીઠી કુંકોકેરી જેણ, પીઠી ચોળે લાડેકડાની બ્હેન.
પીઠી રૂપા વાડકે ઘોળાએ, ગોરા......ને અંગે ચોળાએ.

## પ્રભાતીયાં.

૭

રંગરાતી મદમાતી માળેણ મહારા વચન સુણો.
તમને......બોલાવેરે માળેણ બોલડા દોની.
રૂડાં ચાંપલીઆં ચુંટીનેરે, માળેણ ચોસેર ગુંથો.
રૂડાં મોગરડાં વેડીનેરે. માળેણ ગજરાં ગુંથો.
રૂડાં દીવાને અજવાળેરે, બેસીને ચોસેર ગુંથો.
રૂડાં ચાંદાને ચાંદરણે, બેસીને ચોસેર ગુંથો.
વચે જાળી પરવાળીરે, મુકીને ચોસેર ગુંથો.
મારા લાડેકડાની સાસુરે, ચોસેર જોવાને આવી.
મારા ચોસેરને શું જોશોરે, ચોસેરે રચીઆ છે ખાપ,

ચોસેર હોંસેને લઇ આવ્યા લાડેકગના...બાપ.
મારાં ચોસેરને શું જોશેરે ચોસેરે ખીલી છે વાડી,
ચોસેર હોંશેને લઇ આવ્યા લાડેકડાની...માડી.
ચોસેર સોહીએરે...વહાલાને ચોસેર સોહીએ,
ચોસેર સોહીએરે... બ્હેનના વીરાને ચોસેર સોહીએ.

૮

સુરજ ઉગ્યારે કેવડીઆની ફણસે કે વ્હાણલાં ભલે વાયાંરે.
સુતા જાગોરે વસુદેવના નંદ કે વ્હાણલાં ભલે વાયાંરે.
તમ જાગેરે જાગે સહુ દેવ કે વ્હાણલાં ભલે વાયાંરે.
લેજો લેજોરે દાતણ ઝારી કે વ્હાણલાં ભલે વાયાંરે.
દાતણ કરજોરે તુળસીને કયારે કે વ્હાણલાં ભલે વાયાંરે.
મુખ લ્હોજોરે પામરીઓને છેડે કે વ્હાણલાં ભલે વાયાંરે.
લેજો લેજોરે શ્રી રામનાં નામ કે વ્હાણલાં ભલે વાયાંરે.
(આના પછી ઘરના છોકરાનું તથા જમાઇનું નામ ગાવું.)

---

## પોપટો.

૯

ઉંચો ચોરોરે ચોતરો, ત્યાં ઉગ્યો ચંદનનો છોડકે,
કદળી વનનોરે પોપટો.
ત્યાં આવી પોપટજીરે બોલીઆ,
જગાડયા ચારજ દેવ, કદળી વનનોરે પોપટો.
કાશીમાં વિશ્વનાથ જાગીઆ, ગયામાં ગદાધર દેવ,

કે કદળીરે વનનો પોપટો.
સિધ્ધનાથમાં સિધ્ધેશ્વરરે જાગીઆ, સુરતમાં હાટકેશ્વર દેવ,
કે કદળીરે વનનો પોપટો.
ચારોએ જાગીને શું કર્યાં, રાખ્યો રૂડો દ્રવ્યનો રંગ,
કે કદળીરે વનનો પોપટો.

કુકડો

૧૦

જીરે મેરે કુકડો વાર વાર્યો, સવાર વાર્યો,
મ્હારૂં વાર્યું નવ કરે.
પરભાતે ઉઠી મારે મંદિર આવે, સુતા વીર જગાડવા.
જીરે પહેલેને—રે જાગીઆ, જીરે બીજેને—વીર, ભલોરે
રણછોડ રાયનો કુકડો.
જીરે અગણેને—જાગીઆ, જીરે ચોથેતે—રે વીર, ભલોરે.
જીરે ચારોએ જાગીને શું કીધું, જીરે રાખ્યા રૂડાં મંડપના
રંગ, ભલોરે.

---

૧૧

જીરે માણેક ચોકમાં ચાંપલો, તેની ડાળ નમી નમી જાય,
એ ડાળે રામચંદ્ર બેસશે
જીરે બેઠાબેઠા એ તો એમ ભણે, જીરે કોઇ મને લંકા દેખાડે.
તેરે સીતાજીને મેળવે.
જીરે નહીં મ્હારે સગું ને સાથવું, જીરે નહીં મ્હારે માડીજાયો વીર,
તેરે સીતાજીને મેળવે.
તમારે હનુમંત સગા ને સાથવા, તમારે લક્ષ્મણ માડીજાયા વીર,
તેરે સીતાજીને મેળવે.

---

૧૨

રૂડે પ્રભાતને પહોર ,દેવકીએ દાતણ માગીઆં.
માગ્યાં માગ્યાં તે વાર બે ચાર, રૂક્ષ્મણીએ શબ્દ ન સાંભળ્યા.
રૂડાં પાનનાં બીડલાં હાથ, મેડીએથી શ્રીકૃષ્ણ ઉતર્યા.
મ્હારા વ્હાલા ઓ બળીભદ્ર વીર, ગંગાને તીરે ઘર કરો.
ત્યાં તો રાખોને રૂક્ષ્મણી નાર, જેણે આપણી માતાને દુભવ્યાં.
સ્વામી શો રે અમારો વાંક, શારે કારણે અમે જુજવાં.
ગોરી તું મહારો હૈયાનો હાર, તેં મહારી માતાને દુભવ્યાં.
રેહેજો રહેજોરે માસ બે ચાર, ત્રીજે માસેરે આણાં મોકલું.

---

## ગજરો.

૧૩

માલણ ગુંથી લાવ ગુણીયલ ગજરો.
તારા ગજરાનો માનીશું મજરો—માલણ.
તારા ગજરાનું આપીશું મુલ, માંહે ગુંથજે ગુલાબનાં ફુલ,
જે તું કહીશ તે કરશું કબુલ—માલણ.
જેવી હોય તારી ચતુરાઇ,
તેવી કરજે તેની સરસાઇ,
કાંઇ બાકી ન રાખીશ બાઇ—માલણ.
એવી કરજે કારીગીરી એમાં,
યુકિત હોય જોવા જેવી જેમાં,
મોહ પામે મુનીવર તેમાં—માલણ.

વર લાડકડાનેરે કાજે,
એવો ગુંથજે ગજરો તું આજે,
જેવો છત્રપતિ ને છાજે—માલણ.
ગજરો મૂલ પામે મુલતાન,
સારો સારો કહે સુલતાન,
થાય ગુણીજન જોઈ ગુલતાન—માલણ.
એમાં યુક્તિ જોવા જોગ જાણી,
જુવે અંગમાં ઉમંગ આણી,
રીઝે રાજા અને વળી રાણી—માલણ.
તને આપીશ હીરાનો હાર,
વળી સોળ સારા શણગાર,
ઉપર હેમની મ્હોર હજાર—માલણ.
કવીતાની કીંમત ઉર આણે,
એજ ગજરાનું મૂલ પ્રમાણે,
દાખે દલપત બીજું શું જાણે—માલણ.

---

૧૪

આવો માળેણ બેસો બેસણેરે, કરો તમારી વાડીઓનાં મુલ.
માળેણ રાણી એમ ભણેરે.
લાખે બે લાખે મહારો મોગરોરે, અધ લાખે ચાંપલીઆનો છોડ.
માળેણ રાણી એમ ભણેરે.
લાખ ખરચીને લોની.....રે, લાડેકડારે.....ને કાજ.
માળેણ રાણી એમ ભણેરે.

લટકાળીરે માળેણ લટકેરે આવે, લટકે લાવેરે ચાંપા ચોસેરાં,
લટકાળારે શ્રીકૃષ્ણ ગામ પધાર્યા, કોણ હોરેરે ચાંપા ચોસેરાં,
લટકાળારે રૂક્ષમણી મહીયર પધાર્યાં, કોણ પહેરેરે ચાંપા ચોસેરાં,
લટકાળીરે માળેણ લટકેરે આવી, લટકે લાવીરે ચાંપા ચોસેરાં.
લટકાળારે શ્રીકૃષ્ણ ગામથી આવ્યા, તેણે હોર્યાંરે ચાંપા ચોસેરાં.
લટકાળાંરે રૂક્ષમણી મહીયરથી આવ્યાં, તેણે પહેર્યાંરે ચાંપા ચોસેરાં.

---

૧૫

ઉગતા સુરજની રજ ખરીરે, એનીરે રજે કાંઇ શ્રીકૃષ્ણ ઘડીઆરે.
અતિરે ગોરાને અતિ ફુટડારે.
હુંઓ તમને પુછું મહારાં દેવકીજી, વણજારાંરે તમે કેમ
શ્રી કૃષ્ણ જનમીઆંરે.
ઘડીએ બે ઘડીએ ઘડીઆળાં તો વાગેરે, પહોરે બે પહોરે જશદ
આરતીરે.
આરતી કરો દેવકીજીની કુખેરે, જેની કુખે શ્રીકૃષ્ણ જનમીઆરે.
ઓરડીએ ઉભાં પરસાળે અજવાળાંરે, કુળને અજવાળ્યાં વસુદેવ
તણાંરે.

---

૧૬

આણી તીરે ગંગા ને પેલી તીરે જમનારે વચમાં સરસ્વતી નદી વહે છે.
સુનાનું બેડું ને રૂપા ઉંઢાણીરે, સીતાજેલ પાણીલાં સંચર્યાં.
રાસડી ન પહોંચે ઘડુલો ન ડુબેરે, કુવાને કાંઠે ઉભાં રહ્યાં.
સુનાની ગેડી ને રૂપા દડુલોરે, રામચંદ્ર રમવાને નીસર્યાં.

રમતાં રમતાં આવ્યા કુવાની પાસે તો અન્યોઅન્ય સામું જોઇ રહ્યાં.
કોણ રાયનો બેટોરે, કોણ છે નામરે, કઇરે નગરીના ગરાસીઆ.
દશરથનો બેટોરે રામચંદ્ર નામરે, અજોધ્યા નગરીનો ગરાસીઓ.
કોણ રાયની બેટી ને કોણ છે નામરે, કઇરે નગરીની ગરાસણી.
જનકની બેટીરે સીતાવેલ નામરે, હજીએ શેં બાળ કુંવારડી.
પાનનાં બીડલાં ને સાત સોપારીરે, લગન નિરધારી વહેલા આવજો.

---

૧૭

સાટીનારે કંઇ ચોખારે કંકુવરણા, બાંધ્યારે મારા—ને છેડે કે.
જાય ગોરાં......બ્હેનને નહોતરે.
બ્હેનીરે તમે સુતેલાં કે જાગો, કે તમારે તે મહીયેર પગરણ માડીઆં.
વીરારે તું તો કોણ રાયનો બેટો, કઇ મા પનોતી ઉદર વસ્યો.
બ્હેનીરે હું તો—નો બેટો—માડીને ઉદર વસ્યો.
વીરારે મને છોરૂડે સંતાપી કે, આંગણે આવ્યો વીર ના ઓળખ્યા.
બ્હેનીરે મારી ગરથની ઘેલી કે, આંગણે આવ્યો વીર ના ઓળખ્યા.
વીરારે મેં તો ઘોડીએ ને પારણે, દીઠાકે રથ ઘોડલીએ વીર ના ઓળખ્યા.
વીરારે મેં તો ઝબલે ને ટોપીએ દીઠા કે, પાઘડી પોશાકે વીર ના ઓળખ્યા.
આગળરે માહારા—ભાઇના ઘોડા, બ્હેનને તેડી વીરા આવીયાં.

---

## સાંજી.

૧૮

હાથીદાંતની ચોરીરે રતન જડાવ જડી, તેમાં બ્હેન બેઠારે.
......ને અરજ કરે.

અને એ ઘર જોજોરે,—ભાઇ જોવારે ચાલ્યા.
સામા—વ્હેવાઇ મળીઆરે, તેણે પુછ્યું ક્યાંરે ચાલ્યા,
અમ ઘેર—બ્હેન કુંવારીરે, ઝાઝાં સુના લેવારે જઇએ.
તમે પાછા વળજોરે, ઝાઝાં સુનાં અમેરે લીધાં.

---

## બાજઠડો.

૧૯

અમદાવાદી ઘડયોરે બાજઠડો, સુરત શહેર ચીતર્યો રે.
મુકયો છે માંડવા હેઠ. દીસે રળીઆમણો રે,
વ્હેવાઇને લાગી છે રહાડ બાજઠ કોણે ચિતર્યો રે.
ચીતર્યો મારી—બ્હેન મહોસાળ, મામાજીએ મોકલ્યોરે.
કુંઆરી ચડીરે કમાન, સુંદર વરને નિરખવારે.
———લાગેછે પાય———તે વિનવેરે.
———મને એ વર પરણાવો, એ વર ઘણો લાડકોરે.
કહો બ્હેની કયાં જતાં દીઠો, શેણે તારા મન વશ્યાંરે.
ઇસ્કોલ જતાં મે દીઠો, ચોપડીએ મારાં મનમાં વશ્યાંરે.

---

## કોયલ.

૨૦

સુડલા કોયલડીને વિનવુંરે, આવી રૂડી આંબલીઆની ડાળ,
સરોવરની પાળ મુકીને કોયલ કયાં ગયાતાં.
રૂડારે—ભાઇના માંડવારે, જયાં રૂડા મંડપ રચ્યાએં,
જોવાને અમે ત્યાં ગયાતાં.

સુડલા કોયલડી ને વિનવું રે, આવી રૂડી આંબલીઆની ડાળ.
સરોવરની પાળ મુકીને કોયલ ક્યાં ગયાંતાં.
રૂડારે વ્હેવાઇના માંડવારે, જમણ અપાય રૂડી રીત,
જોવાને અમે ત્યાં ગયાંતાં.
ખાજાંનાં વાળ્યાં છે ખડકલાંરે જલેબીએ બાંધી છે પાળ,
જોવાને અમે ત્યાં ગયાંતાં.

---

## ૨૧

તુંતો બોલનીરે મારી વનની કોયલ તારા ને શબ્દ સોહામણા,
કોયલ કેમ કરીરે તમે આ વન વાસ્યાં કેમ કરી ભમર ભોળાવ્યો.
અમે વનફળ ચરીચરી આ વન વાસ્યાં, ટહુકે તે ભમર ભોળાવ્યો,
તમે બોલનીરે મારાં—વહુ ગોરાં, તમારા ને શબ્દ સોહામણા.
વહુઅર કેમ કરીરે તમે આ ઘર વાસ્યાં કેમ કરી-ભાઇ રીઝવ્યો.
અમે પુત્ર તે જાઇ જાઇ આ ઘર વાસ્યાં, લટકે તે નાવલો રીઝવ્યો.
તમે આવોનીરે મારાં-બ્હેન ગોરાં તમારેને મહીઅર પગરણ માંડીઆ,
હુંતો આવીશરે વિરા મોટે મંડાણે આવીશ હસ્તિને ઘોડલે.
એક લળીલળીરે બહેનના વિરાજી પુછે, ગણેશ પુજામણી બ્હેની શું રે લેશો.
મારે પહેરણુરે વિરા ઝાલને ઝુમણાં, હાથે તે હસ્તિ દંત ચુડલો.
મારે બેસણરે વિરા સાગાને માચીઓ, ઓઢણ નવરંગ ચુંદડી.
હુંતો રીઝીશરે વિરા લાખ બે લાખે. ગામ લઇ મારે ગોઠતાં.
એટલું તો લઇ મારે સાસરે જઇશ હું છું સંતોષણ બ્હેનડી.

---

૨૨

છોરે અણાવો ને મેડીઓ ચણાવો, બારસાખ બારી મુકાવોરે.
પીયુડાજી આજ મ્હારે પગરણજી.
ઘઉંરે અણાવોને ઘઉંરે ધોવાડો, પકવાનના પેણા મંડાવોરે.
પીઉડાજી આજ.
સાસુ તેડાવો ને નણદી તેડાવો જેઠાણી ને તમે તેડવા જાઓરે.
પીઉડાજી આજ.
સાસુ ને વ્હેલને નણદી ને ગાડી, જેઠાણીને ભમર પાલખડીરે.
પીઉડાજી આજ.
સાસુ ને સાડી નણદીને સાળુ, જેઠાણીને દખણીના ચીરરે.
પીઉડાજી આજ.
સાસુ ખાઇ જાશે ને નણદી લઇ જાશે, જેઠાણીના પાડ પાછા વળશેરે.
પીઉડાજી આજ.

---

૨૩

જીરે ઇંટ ચણું ને ઘર નીપજે.
નીપજે નીપજેરે રૂડો મેડીને મહોલ, વધાવો મેં સુણ્યો.
જીરે ઓરડાનું માંડણ દીવડો, દીવડાનુંરે માંડણ રૂડી જોત વ૦
જીરે પરસાળનું માંડણ પારણું, પારણાનું માંડણ રૂડો પુત્ર, વ૦
જીરે મેડીનું માંડણ ઢોલીયો, ઢોલીયાનું માંડણ રૂડો કંથ, વ૦
જીરે પુરૂષનું માંડણ પાઘડી, પાઘડીનુંરે માંડણ રૂડું ફુલ, વ૦
જીરે સ્ત્રીનું માંડણ રૂડી કંચુકી, કંચુકીનુંરે માંડણ રૂડો હાર, વ૦
હું તો વારીરે—ભાઇની વાડીને વાડીમાં નીપજેરે રૂડો કંકુનો છોડ, વ૦

જીરે કંકુ ઘોળુંને રસ નીપજે, ચાંલ્લાં કરશેરે મારી બાળુડી બ્હેન, વ૦
હું તો વારીરે—વહુના લટકાને, ઘણું ડાહીરે થોડા બોલીરે તારૂં
ઘરેણું દેખાડ, વ૦
મારે ઝાલને ઉપર ઝુમણાં, ઘરેણું ઘડાવશેરે—બ્હેનના વિર, વ૦

---

૨૪

ઉંચી ઉંચી મેડી મારા ઘરરે વસંતા, તો પાડોસે નણદી વસેરે.
વીરાની મેડીએ રૂડા કાચ ઢળાવું, ત્યાંને ઢાળું ભમર ઢોળીઆરે.
ત્યાં ચઢી પેઢે મારી માડી જાયો વીર, વાયુ ઢોળે ભાભી ફુટડીરે.
વાયુ ઢોળતાં ભાભી ગોઠડીએ બેઠાં. પાડોસે નણદી ન રાખીએરે.
દીઠું અણદીઠું નણદી સરવસ માગે, નીત ઉઠીને કયાંથી આપીએરે.
ઘરની ધણીઆણી તમે એવું શું બોલો, બ્હેન વિના વીહા કોણ મ્હાલશેરે,
સાત સોપારી મારી પડોસણને આપું, તો તે મારે વીહા મ્હાલશેરે.
ઘરની ધણીઆણી તમે એવું શું બોલો, બ્હેન વીના ગણેશ કોણ પુજશેરે,
ચોખા ને લાડુ મારી ગોરાણીને આપું, તો તે મારે ગણેશ પૂજશેરે.
ઘરની ધણીઆણી તમે રાંધો ને સીધો, જમવાને બેસે મારી બેનડીરે,
ઘરની વહુઆરૂ તમને હેરા ને ફેરા, તો પકવાનને ઓરડેમારી બેનડીરે.
માડીના જાયા તુને દઉં આશીશ, સાત દીકરે હીંડજે મલપતારે.

---

બનડા.

૨૫

બનાજી દીલ્લીને દરવાજે નોબત વાગેજી, સવાઇ ડંકો વાગેજી. બાંકાબનાં.
બનાજી સીરકા ચીરા દેખન આઇજી, કલગીમે જોત સવાઇ. બાંકાબનાં.

બનાજી કાનકા મોતી દેખન આઇજી, લાલોમેં જોત સવાઇજી. બાંકાબનાં.
બનાજી અંગકા નીમાં દેખન આઇજી, બધોમે જોત સવાઇજી. બાંકાબનાં.
બનાજી પાંઉકા મોજાં દેખન આઇજી, મેદીમે જોત સવાઇજી. બાંકાબનાં.
બનાજી કેડકી કટારી કામણગારીજી, કંઇ એક કામણ કીધાંજી. બાંકાબનાં.
બનાજી હાથકી અંગુઠી રંગકી મુંદીજી, મેણોમેં માલણ રહીજી. બાંકાબનાં.

---

## ૨૬

હાકેમકે છડીદાર, મોર છંગ ફેર બજાવેરે.
રાનોમે મોર નચાવેરે, જંગલમે ધુમ મચાવેરે, હાકેમકે છડીદાર.
બના તેરા ચીરા ભેજુંગી, બનો મેરો પેર ન જાણેરે.
છબીલો છેલ ન જાણેરે, રંગીલો હોડ ન જાણેરે. હાકેમકે છડીદાર.
બના તેરા નીમા ભેજુંગી, બનો મારો પેર ન જાણેરે.
બના તેરા મોજા ભેજુંગી, બનો મારો પેર ન જાણેરે.
બના તેરા મોતી ભેજુંગી, બનો મારો પેર ન જાણેરે.

---

## ૨૭

હારે બનાં કાએકું રીસાય, કંગના મુલ લીઓરે વારી.
સીર તેરે જરકસકા ચીરા, કલગીમે લાલ ગુલાલ. કંગના મુલ૦
કાન તેરે હરીયાકા મોતી, દો મોતીની બીચ લાલ. કંગના મુલ૦
અંગ તેરે જરકસકા નીમા, બધોમે લાલ ગુલાલ. કંગનાં મુલ૦
પાંઉ તેરે સકલાતી મોજાં, મેદીમે લાલ ગુલાલ. કંગન મુલ૦

---

## આંબો.

૨૮

મારે આંગણેરે અમુલખ આંબો મોરીઓરે,
મોર્યો મોર્યો કંઇ ચોળને મજીઠ,
રંગાવોરે રાયા ચુંદડીરે.
જીરે કોણુને મુલવીઓ ને કોણે સાટવ્યોરે.
જીરે કોણુને ખરચે છે દામ, જીરે કોણુ પનોતા પહેરશેરે.
ભાઇના કાકાએ મુલવીઓ, મામાજીએ સાટવ્યોરે.
ભાઇના બાપાજી ખરચે છે દામ, જીરે લાડેકડા પનોતા પહેરશેરે.

### ઉથલો.

એકલોધર કેરે ચુંદડ બાઇ, કોણુ તમારી જાતરે.
જાત જુગતને નામ ચુંદડ, ઝાઝે ને હીરે નીપજું.

રાગ પ્રથમનો.

મારો વણનારો ચતુંર સુજાણ, મુને વણી તે ઝાઝા હીરરે.
મારો રંગનારો ચતુર સુજાણ, મુને રંગીરે ઝાઝા રંગમાંરે.
મુને પ્હેરનારો ચતુર સુંજાણ, મુને પ્હેરે તે બ્રાહ્મણ વાણીઆરે.

---

## નગારાં.

૨૯

ડોસીડાને હાટે ઘોડો અટકી ઉભો, ચુંદડી વસાવતાં લાગી વારરે,
નગારાં વાગે ઝીણાં ઝીણાંરે.

મારો નાયક છેજી ગુજરાતનોરે, કેસરીઆનો ભીનો ભીનો જાયરે,
નગારાં વાગે ઝીણાં ઝીણાંરે.

સુની, ગાંધી, માળી. } ઇત્યાદિ.
ઝાંઝર, શ્રીફળ, ચોસેર.

---

## ઘોડી.

૩૦

ખડ ખાઓ ખડ ખાઓરે ઘોડી પાણીડાં પીઓની,
મદ પીઓ મદ પીઓરે તેજલડી, જાવું છે પરદેશ.
તમારેતે જાવુંરે ઘોડી, લંકાગઢને છેડે,
લંકાગઢનો રાજા રે સુખીઓ, સુતેલો કે જાગે.
આવે છે—તે તો ઝાઝાં સુનાં માંગે.
ઝાઝેરાં સુનાં મે'તાજી, કાહો કાજ કરત હે.
પરણે છે ઘેર લાડેકડો, તેની મુદ્રિકા ઘડત હે.
મુદ્રિકા ઘડંતાં, નવી વહુની બલબરી ઘડત હે.

હડમતગઢ, સીંગડ. | ઈત્યાદી.
હીરા, મોતી |

---

## જનોઈ મોટું.

૩૧

ગંગારે જમનાં વચે ખણાવોરે ખાઇ.
ત્યાંરે બેસીને માતા દેવકીરે નાહી.
ન્હાઇ અંઘોળીને પ્હેર્યાંરે સૂત્ર.
વસુદેવનેરે ઘેર જનમ્યા છે પૂત્ર.

ન્હાઇ અંઘોળીને પ્હેરયાંરે ચીર.
વસુદેવનેરે ઘેર જનમ્યા છે વીર.
ન્હાઇ અંઘોળીને પ્હેરીરે સાડી.
તોરે તમને ત્રુઠાં છે ગોત્રજ માંડી.
ન્હાઇ અ ઘોળીને પ્હેરીરે ચોળી.
તોરે તમને ત્રુઠાં છે ભરાડીરે ભોળી.
ન્હાઇ અંઘોળીને પ્હેર્યાં પીતાંબર.
તોરે તમને ત્રુઠાં છે કાશી વીશ્વેશ્વર.
ન્હાઇ અંઘોળીને પુજ્યો છે મરૂઓ.
તોરે તમને ત્રુઠો છે ગણુપતી ગરૂઓ.
ગંગારે જમના વચ્ચે ઘડાવોરે વ્હાણુ.
વ્હાણુ ઘડાવ્યું ને ખેતર ખેડાવ્યું.
દુધીયા ખેતરમાંહે વાવ્યોરે કપાસ.
રામેરે વાવ્યો ને લક્ષમણે ખેડ્યો.
સતીરે સીતાજીએ દુધડે સીંચાવ્યો.
ન્હાની સમ ધુટી સમ ઉગ્યોરે કપાસ.
સોનાં કોદાળીએ ખણ્યોરે કપાસ.
સાત વણુજારાએ વણુજ્યોરે કપાસ.
સાત વેપારીએ હોરયોરે કપાસ.
વાસુદેવે મુલ દઇ અ.ણ્યોરે કપાસ.
રૂપાને તે ગાડે ઘાલી લાવ્યારે કપાસ.
રામેરે રૂંપ્યો ને લક્ષમણે પીંજ્યો.
સતીરે સીતાજીએ પુણી વણી આપી.

કુંઆરીને માટે વ્હેલ મોકલાવી.
વ્હેલરે બેસીને કુંઆરીરે આવ્યાં.
આવોરે કુંવારી ને બેસોરે સાંગામાચી.
કોકડાં તે વણજોરે તાણીરે ઢાંસી.
સુનાંનોરે રેંટીયો ને રૂપાની તરાક,
હીરનીરે દોરી ને લાત જડાવ.
કાંત કુંઆરી તું ઝીણલાં સૂત્ર.
જનોઇ પ્હેરે રે મારો વસુદેવનો પુત્ર.
કાંત કુંઆરી તું ઝીણલાં તંત.
જનોઇ પ્હેરે રે રાણી રૂકમણીનો કંથ.
કાંત કુઆંરી તું ઝીણલો દોરો.
જનોઇ પ્હેરે રે મારો શ્રી કૃષ્ણ ગોરો.
કાંતીરે કુંતીને મુક્યાંરે નેવ.
ત્યાંથીરે હરી ગયા તેતરીશ ક્રોડ દેવ.
આપોરે જનોઇ દેવ ના કરોરે ભેદ.
જનોઇ વનારે મુજિયો કેમ ભણે વેદ.
આપોરે જનોઇ દેવ ના કરોરે સાંસો.
જનોઇ વનારે મુજિયાનો ઉઘાડોરે વાંસો.
આપોરે જનોઇ દેવ ના કરોરે અન્યા,
જનોઇ વનારે મુજિયાને કોણ આપે કન્યા.
આજ મુજિયાને આવ્યો ચૂડકણ કેરો કાળ.
હવે તારા લેવાડીએ સુતાં છરે વાળ.
વાળ લેવડાવ્યા ને કુંએર નવડાવ્યા.

કુંકાનો તે સાથીયોરે કીધોરે સાર.
કોટમાં ઘાલ્યો મોગરડાનો હાર.
પીળી ને અરચા કીધીરે લેલાટ.
કુંકાનો તે ચાંદલોરે કીધોરે કોડે.
મંત્ર ઉપદેશ વેળા પામરીરે ઓડે.
મંત્ર ઉપદેશ આપે મુજિયાના બાપ.
બ્રહ્મચારી થયો ભોળો ભીનલે વાન.
ડંડ તે સોઇયેરે જમણીરે ખાધ.
મોસાળામાં સોઇયેરે તાસનારે જામા.
મોસાળું લઇ આવેરે—મામા.
મોસાળામાં સોઇયેરે સાનવાનીની સુખડી.
મોસાળું લઇ આવેરે—મામીરે ફુટડી.
સાકેર સેરડી ને મોગનારે લાડુ.
આચારીને માથે રેડયા ઘીનારે ધાડુ.
કેડેરે કૃષ્ણાજિન મુંજ કેરી દોરી.
ભીક્ષા પીસેરે માતા દેવકીરે ગોરી.
કેડેરે કૃષ્ણાજિન મુંજ કેરી સુતળી.
ભીક્ષા તે પીસેરે મામીરે પુતળી.
ભીક્ષા તે કડછીએ પીસેરે માડી.
ભીક્ષાન દેહી કરે બાળો બ્રહ્મચારી.
આજ મારે ઘેર હસ્તીરે ડોલે.
ઘોડારે ઘોડારમાં હણુ હણુ બોલે.
બહુઆ વેળારે કુંએર ચડયાં વરઘોડે.

બહુએ તે વાગેરે નોબત નીશાન.
બહુએ તે ચડયારે શ્રી ભગવાન.
આજ મ્હૈયારીનાં લેણારે લાગે.
કુંએર ગદિયાણો મ્હૈયારીરે માગે.
માંગોરે મ્હૈયારી ને ન કરોરે સાંસો.
પટોળું લઇ તમારો ઢાંકોરે વાંસો.
ખોળારે ભરાવ્યા ને મ્હૈયારી સંતોખ્યાં.
કૃષ્ણબાઇ કહેરે મેંતો એટલાંરે ગોખ્યાં.



## જનોઈ દેતી વખતે ગાવાનાં.

૩૨

પહેરોરે જનોઇ મ્હારા જસોદાના પુત્ર, જનોઇ વણાવ્યું મેંતો બ્રહ્મજ સૂત્ર.
પહેરોરે જનોઇ મ્હારા—ના વીરા, જનોઇમાં જડીઆ છે બસરારે હીરા.
પહેરોરે જનોઇ મ્હારા, બાળજ મિત્ર, જનોઇ વનારે તને કોણ કહે પવિત્ર.
પહેરોરે જનોઇ મારા સજજન સ્નેહી, જનોઇ વનારે તુંતો બ્રાહ્મણ નહીં.
પહેરોરે જનોઇ મારા સમરથ સાથી, વસુદેવને ઘેર ઝુલે છે હાથી.
પહેરોરે જનોઈ મારા શ્રી જગદીશ, જનોઇ લઇ આવ્યાંછે ઉમિયા ને ઇશ.
દેવકીએ જાયા ને જશોદાએ ગાયાં, નંદ તણે ઘેર દુંદભી વાગ્યાં.
દુંદભી વાગ્યાં ને દેવતારે ડોલે, આજ મ્હારે ઘેર મંગળ બોલે..
કારારે ગ્રહમાં હુંતો હતીરે નિરાશ, પહેરોરે જનોઇ પુત્ર પહોંચીરે આશ.
પહેરોરે જનોઇ મારા—રે ન્હાના, જનોઇ વેળારે મારા કરવાછે વાંના.

પહેરોરે જનોઇ વિપ્ર દીજેરે દાન, ત્યારે થાશે વસુદેવનાં પૃથ્વીમાં નામ.
પહેરોરે જનોઇ મારા—ના બાળ, આજ મારે તે ળવાછે સુનૈએરે વાળ.
કુંવર ગદીઆણો મહીઆરીરે માગે, આજ મહીઆરીનાં લહેણારે લાગે.
માગોરે મહીઆની ન કરશોરે મ્હેર, આજ વેળારે આવી—ને ઘેર.
ભર્યારે ખોળા ને મહીઆરી સંતોખ્યાં, કૃષ્ણ બાઇ કહેરે મે તો
એટલાંરે ગોખ્યાં.

---

૩૩

## સંજા ( ઉપદેશ વખતે )

ગંગાના ત્રટ રળિઆમણારે, વસેરે વિશ્વેશ્વર દેવ સંજારે રળિયામણીરે.
કાશીમાં સંજા બાંધી વિશ્વનાથેરે, ગયામાં ગદાધર દેવ, સંજા०
ગોદાવરીમાં સંજા બાંધી ત્રંબક નાથેરે, સુરતમાં હાટકેશ્વર દેવ. સંજા.
દેરાસરમાં સંજા બાંધી—એરે, તેમ તમે બાંધો બ્રહ્મચાર. સંજા.
જપોરે ગાયત્રીના મંત્ર. સંજા રે.
પ્રાતઃકાળે સંજા બાંધી—એરે, તેમ તમે બાંધો બ્રહ્મચાર. સંજા,
જપોરે ગાયત્રીના મંત્ર, સંજા.
મધ્યાન કાળે સંજા બાંધી—એરે, તેમ તમે બાંધો—સંજા—જપોરે.
સાયંકાળે સંજા બાંધી—એરે, તેમ તમે બાંધો—સંજા—જપોરે.
તાપી ત્રટે સંજા—બાંધીએરે, તેમ તમે બાંધો—સંજા—જપોરે.

---

# મોસાળું આવે ત્યારે.

## ૩૪

જનોઇ પહેરોરે નંદ નાધડીઆ, જનોઇ પહેરો રે કુંવર કોડીલા.
જનોઇ સાવ સુનાનું રે ધડીઉં, જનોઇ મુક્તા ફળેરે મ્હડીઉં.
જનોઇ મામા મોસાળામાં લાવે, જનોઇ માડી ને માસી મ્હલાવે.
જનોઇ જોય જસોદારે રાણી, આતો સારૂં ને સારંગપાણિ.
જનોઇ સ્હોઇએ તે સામળે રંગે, જનોઇ પહેરો રે જમણે અંગે.
પહેર્યાં પીળાં પીતાંબર સાર ધાલ્યો મુકતાફળનો રે હાર.
જનોઇ વિપ્ર વિધિથી પહેરાવે, જનોઇ માતા જશોદા મ્હલાવે.
ભિક્ષા કડછીએ પીસે રે માડી, ભિક્ષાદેહિ કરે વનમાળી.
બ્રહ્મચારી થયા ભગવાન, દંડ લીધો તે જમણીરે ખાંધ.
સંજા બ્રહ્માજીરે ભણાવે, ઋષિ સહસ્રઅઠયાસી રે આવે.
દે મંગળ આશીરવાદ, જે જે બોલે બંદીજન ભાટ.
સંજા ત્રણે કાળની સાધી, એક લટ શીખાનીરે બાંધી.
નાક સાહીને ધરીઉંરે ધ્યાન, આસનવાળી બેઠા ભગવાન.
સંજા બાંધી ને લીધીરે તાળી, હસવા લાગી તે બ્રીજની નારી.
આ તો કૈતુક સરખુંરે લાગે, કાળો દાણુ દધિનુંરે માંગે.
વાગે નોબતને રે નિશાન, બહુએ વ્હડીઆ તે શ્રી ભગવાન.
દેવ ધાઇને જોવારે જાય, ગુણ દાસ કૃષ્ણબાઈ ગાય.
જોયો નંદ નાધડીઓરે નરખી, ગુણ ગાઈ કૃષ્ણબાઇ હરખી.

---

## કંકોતરી. (મ્હોસાળું લઇ જતી વખત.)

૩૫

સુભદ્રા સંદેશોરે કહાવે, કોડે કંકોતરીરે લખાવે.
મ્હારા વીરાજી અવસરે આવે, કંકોતરી મોકલોરે મહીયરમાં.
વસુદેવને કહેજોરે વાત, આવે શ્રી કૃષ્ણ બળીભદ્ર ભ્રાત,
જદુવીર જાદવકુળ સાથ. કંકોતરી.
મ્હારી માતાને કહેજોરે છાનું, આવું ફરી ફરી આવે ન ટાણું
આતો સાચું કે છેરે સાણું કંકોતરી.
મારા સસરાનું મન મનાવો, લક્ષ રૂપૈયા રોકડા લાવો.
મારા વીરાને હાથે અપાવો. કંકોતરી.
મારી સાસુનું મન મનાવો, વીરા સાડી તે કસબીરે લાવો.
મારી ભાભીને હાથે અપાવો. કંકોતરી.
જેઠ સારૂ પામરી લાવો વીર, જેઠાણીને દખણીનાં ચીર.
નણદી સારૂ સેલાં લાવો વીર. કંકોતરી.
દિયર સારૂ તે પાઘડી લાવો, દેરાણીને સાળુ પહેરાવો.
વીરા અવસરે વહેલારે આવો. કંકોતરી.
વીરા એટલું મ્હોસાળું લઇ આવો, મ્હારૂં પગરણ હેસે મ્હલાવો.
મ્હારા વીરા સહોદર આવો. કંકોતરી.



## વધાવો.

૩૬

પહેલો વધાવો રે મેં સુણ્યો, મેં તો સુણીઓરે મ્હારા બાપ અવાસ,
નવરંગ સોહેળા.

બીજો વધાવોરે મેં સુણ્યો, મેં તો સુણીઓરે મ્હારી માડી અવાસ. નવ.
અગણો વધાવોરે મેં સુણ્યો, મેં તો સુણીઓરે મ્હારા વીરા અવાસ. નવ.
ચોથો વધાવોરે મેં સુણ્યો, મેં તો સુણીઓરે મ્હારાં ઘરબ્હાર. નવ.
સાથીઓ પુરાવું મારા ચોકમા, વાંકસાથીઓરે મ્હારાં ઘરબહાર. નવ.
ઉંચી ચડુંરે ઉંચેરડી, બેન જુએરે એના વીરાની વાટ. નવ
દિયરે તે માગી વધામણી. ભાભી આવ્યારે તમારા રે વીર. નવ
મેં જાણ્યું દિયેર જુઠાબોલા, સાચા બોલીરે મ્હારી સાસરવેલ. નવ.
રણનાદ તે ભાલારે ઝળકીઆ, હવે ઝળકયાંરે ધોરીડાના શીંગ. નવ.
ઝળકયાં તે વીરા માથે મ્હોળીઆં, હવે ઝળકયારે મ્હારી ભાભીના ઘાટ. નવ.
સસરાને કાજે વીરા શું લાવ્યા, બ્હેની લાવ્યોરે પામરીઓની જોડ નવ.
સાસુને કાજે વીરા શું લાવ્યા, બ્હેની લાવ્યોરે દખણીનાં ચીર. નવ.
ઇત્યાદિ—

---

## મ્હોસાળું.

૩૭

મોહનજીરે મોકલો રે મ્હોસાળું, બ્હેન વીરા મોકલોરે મ્હોસાળું.
માડીજાયા મોકલોરે મ્હોસાળું, સહોદર મોકલોરે મ્હોસાળું.
મ્હોસાળું તે મલપતું આવે, મેઘાડંબરની પેઠે ગજે. મોહનજી.
મ્હારા વીરાજી આવ્યારે શેરી, મેં તો ફુલડાં નાખ્યાં છે વેરી. મોહનજી.
મ્હારા વીરાજી આવ્યારે ખડકી, મ્હારી દુઝણી ભેંસો ભડકી. મોહનજી.
મ્હારો વીરો સહોદર આવે, મનગમતાં મ્હોસાળાંરે લાવે. મોહનજી.
મ્હારો માડીનો જાયોરે ભાઇ, મ્હારે અવસરે આવ્યોરે ધાઇ. મોહનજી.
ઇત્યાદિ—

---

## બાર મહીના, (ગીત સંભળાવતી વખતે.)

૩૮

સરસત સામને વિનવું, ગણપત લાગતું પાયરે.
સદ્દુખેરે તમે અવતર્યા, સગરણે માડીના જાયારે.
સઠામેરે પરણાવીને, હમેરે લડાવીને ગાયારે.
એં તુંરે—હેવાઇ વારીઆ, જેઠનાં લગ્ન ના લેશોરે.
નહીં મળે ખોળ કપાસીઆ, નહીં મળે ચાર ને પાણીરે.
—આવતા જાણીને,—હેવાઇએ વાવ ખણાવીરે.
વાવ ખણાવીરે તો ભલે ડગે ડગે સાળ રોપાવીરે.
સાળ રોપાવી કેમ જાણીએ, પરએ ભરાવ્યાં છે પાણીરે.
પાણી ભરાવ્યાં રે તો ભલે, ભુખ્યાંને ભોજન કરાવ્યારે.
ભુખ્યાંને ભોજન કરાવ્યાંને, તરસ્યાની તરસ છીપાવીરે.
નહીં તૃષા છીપેરે દૂધડે, નહીં તૃષા છીપશે પાણીરે.
એમ તૃષા છીપેરે વહુવરે, તેરે બહુ સજનાએ આણીરે.
નાધડીઓરે વર લુકશે, મુકશે મુખનાં તંબોળરે.
લીલીરે આંગીરે રજ ભરી, તડકલે કળી કરમાયરે.
નીસર હેલીરે વ્હેલડી, માણેક ઉભલું બારરે.
માણેક કહીએરે—આઇ, માણેક તેના પુત્રરે.
માણેક જાયુંરે—વહુએ, અમેરે લડાવીને ગાયુંરે.

---

## વાના વખત.

૩૯

વાન સોભાગીરે——તો વાનલો કયાં હવોરે.
કોણે તહારાં નયણાં તો, કોણે તારી સેસ ભરીરે.
આ દિત્યે નયણાં સમાર્યાં તો, રાણી રાંદેલે સેસ ભરીરે.
લે લાડેકડા સુનૈયાની મુઠ, રૂપઇયા તહારે ભામણેરે.
ભામણલાં તો લેશે તહારી માડી તો, માસી કરે ઓવારણાંરે.

---

## અંગોળડી વખત.

૪૦

સુખડનાં વૃક્ષ વ્હેડાવો, લાડકડા અંગોળડીરે.
તેના રૂડા બાજઠ ઘડાવો, લાડેકડા અંગોળડીરે.
અંગોળડી તાપીનાં નીરરે, લાડેકડા અંગોળડીરે.
અંગોળડી થાયરે અસુરરે, લાડેકડા અંગોળડીરે.
અંગોળડી માડીને હાથરે, લાડેકડા અંગોળડીરે.

---

## ઘોડે ચડતી વખત.

૪૧

કુંએર પાવડે પગ દઈ ચઢીઆરે, ત્હારાં વ્હાલાં તે જોવાને મળીઆંરે.
કુંએર દહીંયનાં ગોરસ ખાટાંરે, ત્હારાં વેરીનાં હૈડાં ફાટયાંરે.
કુંએર દહીંયનાં ગોરસ મીઠાંરે, ત્હારાં વ્હાલાંએ અચરત દીઠાંરે.
કુંએર દહીંયનાં ગોરસ ગળીઆંરે, ત્હારાં વેરીના હૈડાં દળીઆંરે.

---

૪૨

શુકન જોઇને સંચરજોરે, શુકનમાં મળીઓ છે માળીડોરે.
ચોસેર આપીને પાછો વળીઓરે,
શુકનમાં મળીઓ છે ગાંધીડોરે, શ્રીફળ આપીને પાછો વળીઓરે.

---

૪૩

શેરી શેરી ઘુઘરડા વાગે છે, કોઇ ઉમરાવજાદો આવે છે.
કોઇ જાણ કરો પીછાણ કરો, પેલા—વ્હેવાઇને જાણ કરો.
એની શેરી છે સુગાળીરે, એની ઘરધણીઆણી કાળીરે.
ચેવણ લેજેરે તું સોપારી, તારે બારણે આવ્યો વેપારી.
ચેવણ લેજેરે તું સુપડલું, તારા ભવનું તે ભાગ્યું દુખડલું.

---

## પોંખતી વખત.

૪૪

તોરણ ત્રટની તાટલી, માંડવે આવડો શો સ્હોર.
કન્યાએ બાપ જગાડીઓ, વાગે છે ઢોલ નિશાન.
કહેરે આવ્યો રાણો રાજીઓ. કહેરે આવ્યોરે સુલતાન.
કહેરે આવ્યોરે હાકેમ શહેરનો કહેરે આવ્યોરે મુલતાન.
નથીરે આવ્યોરે રાણો રાજીઓ, નથી આવ્યોરે સુલતાન.
નથી આવ્યોરે હાકેમ શહેરનો, નથી આવ્યોરે મુલતાન.
પુત્ર આવ્યોરે—તણો, લેવાને કન્યાનાં દાન.
જાયો આવ્યોરે—વહુ તણો, તે અવસરે આવડો શો સ્હોર.
વીરો આવ્યોરે—બ્હેન તણો, વાગેછે ઢોલ નિશાણ.

---

૪૫

મ્હાવર તોરણે આવ્યારે, ઇશ્વર તોરણે આવ્યારે,

——તોરણે આવ્યારે——વહુએ ફુલડેને વધાવ્યારે.

છાંટેછે કન્યાનો ભાઇરે, પોંખવાની કરોની સજાઇરે.

પોખણુ—વહુ હાથરે, સોભાગવંતી સજોને સણગારરે.

મુંસળ મુસળને રવાઇરે,—વહુએ પોંખ્યાછે જમાઇરે,

સરીઓ સાંપટને ત્રાકરે, પોંખીને તાણ્યા છે નાકરે.

—વહુ લ્હેજે તારા હાથરે, તાણજે મારા લાડેકડાનું નાકરે.

જોજે મારો હીરો આંખો ન થાયરે, જોજે મારા મોતીનું આપ ન જાયરે.

હરખીને નાંખી છે ઇંડીપીંડીરે,—વહુ હરખે તેડીને હીંડીરે.

—વહુ મ્હોટું છે તારું પુન્યરે, જમાઈ પામી છે તું રતનરે,

મંડપ માહેરાંમા આવ્યાંરે,—હેવાઇએ પુજ્ય કરી પધરાવ્યાં રે.

---

## હાથ મળે ત્યારે

૪૬

ઢોલી ઢમકયારે વરવહુના હાથ મળ્યા, પારવતીની સહીઓ સાથ મળ્યાં.

જેમ ઈશ્વર પારવતીના હાથ મળ્યા, તેમ–ભાઇને–નવી વહુના હાથ મળ્યા.

પારવતીની સહીઓ સાથ મળ્યા.

---

## મંગળ ફેરા ફરતી વખત.

૪૭

પહેલૂં ને મંગળ વરતીઉંરે, હજીએ છે બાપની બેટી તો

સજન સાહેલડી રે.

બીજું ને મંગળ વરતીયું રે, હજી એ છે માડીનાં પેટ તો સજન.

અગણું ને મંગળ વરતીઉં રે, હજી એછે બાળકુંવારી તો. સજન.
ચેથું ને મંગળ વરતીઉં રે, આવીરે હમારડે ગોત્ર તો. સજન.
કુંમકુંમ કળસડા ચાર તો, સુવર્ણ માટલી રે,
નાગજ કેરડા પાસતો, રત્ન હીરે જડીરે, કાષ્ઠ ચંદન કેરી કુલડી રે.
વેદમંત્રે રચ્યો રે કંસાર આરોગે વરકામનીરે,
રામ જમાડે છે સીતાનેરે, સીતા જમાડે છે રામ તો. સજન.
—જમાડે છે નવી વહુનેરે, નવી વહુ જમાડે—તો. સજન.
નવી વહુ કંસાર નહીં જમેરે, તેડો એના—વહુમાડી તો વાહીને રીઝવેરે,
માડીનાં વાહાયાં તો નહીં જમેરે, તેડો એના—વહુ સાસુ તો આપીને રીઝવેરે.
નવી વહુ માગે છે વીંટલી જોડીરે, જો સંપત હોય તો આપો તો બેહુને જમાડીએરે.
—ભાઈ કંસાર નહીં જમેરે, તેડો એના—બાપ તો વાહીને રીઝવેરે,
બાપનાં વહાયા તો નહીં જમેરે, તેડો એના–સસરા તો આપીને રીઝવેરે.
—ભાઈ માગે છે સાંકળી જોડીરે, જો સંપત હોય તો આપો તો બેહુને જમાડીએરે,
અન્યોરે અન્ય જમાડતાંરે, વાળ્યા છે ઉછીના કોલ તો, મોહન વેલડીરે.

---

## રાગ ધોળ. (સપ્તપદી.)

૪૮

સત પગલા ભરે છે સુભાગણી એમાં અર્થ છે ઉંડો અનેક.
ઇશ્વર એમાં સાક્ષી છે.

પગલે પગલે પ્રતીજ્ઞા પતિ કરે, જેહું બોલું તે પાળીશ બોલ,
ઇશ્વર એમાં સાક્ષી છે,
પ્હેલે પગલે પ્રિયાને પતિ કહે,
ખાનપાન પોષણ હું કરીશ— ઇશ્વર.
બીજે પગલે કહે કંથ કોડથી, મારે ઘેર તું પામીશ માન—ઇશ્વર.
ત્રીજે પગલે કહે તને ત્યાં થશે, વ્રત ઉત્સવ, હરખ, અથાગ—ઇશ્વર.
ચોથે પગલે કહે ચતુરા સુણો, મારા વૈભવમાં તારો ભાગ—ઇશ્વર.
પછી પાંચમે પગલે પતિ કહે, મારાં ઢોર ઢાંખર તું સંભાળ—ઇશ્વર.
છઠ્ઠે પગલે કહે તારો અંશ છે, મારાં જેજે કાંઇ ધનમાલ—ઇશ્વર.
વળી સાતમે પગલે સ્વામી કહે, ધર્મ, કર્મમાં કરજે સહાય—ઇશ્વર.
તેથી ધર્મમાં તારો ભાગ છે, મારી અર્ધાંગના તું સહાય—ઇશ્વર.
પછી હસ્તગ્રહણ સ્વામીએ કર્યો, માંગી ઇશ્વર પાસે આશીશ—ઇશ્વર.
દશ પુત્ર પ્રભુ આને આપજો, સુખ પામજો દિવસને નીશ—ઇશ્વર.
મારાં માતપીતા, ભાઇ, બેનને, થજે રંજનકારી સહાય—ઇશ્વર.
મારી મરજી પ્રમાણે તું ચાલજે, તારી પૂર્ણ કરીશ ઇચ્છાય—ઇશ્વર.
ધ્રૂવ તારો દેખીને કન્યા કહે, જેવો અચળ ઠર્યો તું આ ઠામ—ઇશ્વર.
પતિકુળમાં અચળ એવી હું થઇ, દેખી રીઝયા દલપતરામ—ઇશ્વર.

---

## પરણી રહ્યા પછી.

૪૯

કાબડે કુંકાં તું ઘોળ ઘોળરે, તને આછી પીયેળ કડાવું.
તારા બાપનાં ઘર તું મુક મુકરે, માહારા—ના અવાસ દેખાડું.

અગણું ને મંગળ વરતીઉંરે, હજી એછે બાળકુંવારી તો. સજન.
ચેથુંને મંગળ વરતીઉંરે, આવારે હમારડે ગોત્ર તો. સજન.
કુંમકુંમ કળસડા ચાર તો, સુવર્ણ માટલી રે,
નાગજ કેરડા પાસતો, રત્ન હીરે જડીરે, કાષ્ઠ ચંદન કેરી કુલડી રે.
વેદમંત્રે રચ્યો રે કંસાર આરોગે વરકામનીરે,
રામ જમાડે છે સીતાનેરે, સીતા જમાડે છે રામ તો. સજન.
—જમાડે છે નવી વહુનેરે, નવી વહુ જમાડે—તો. સજન.
નવી વહુ કંસાર નહીં જમેરે, તેડો એના—વહુમાડી તો વાહીને રીઝવેરે,
માડીનાં વાહાયાં તો નહીં જમેરે, તેડો એના—વહુ સાસુ તો આપીને રીઝવેરે.
નવી વહુ માગે છે વીંટલી જોડીરે, જો સંપત હોય તો આપો તો એહુને જમાડીએરે.
—ભાઈ કંસાર નહીં જમેરે, તેડો એના—બાપ તો વાહીને રીઝવેરે,
બાપનાં વહાયા તો નહીં જમેરે, તેડો એના-સસરા તો આપીને રીઝવેરે.
—ભાઈ માગે છે સાંકળી જોડીરે, જો સંપત હોય તો આપો તો એહુને જમાડીએરે,
અન્યોરે અન્ય જમાડતાંરે, વાજ્યા છે ઉછીના કોલ તો, મોહન વેલડીરે.

---

## રાગ ધોળ. (સપ્તપદી.)

૪૮

સત પગલા ભરે છે સુભાગણી એમાં અર્થ છે ઉંડો અનેક.
ઇશ્વર એમાં સાક્ષી છે.

પગલે પગલે પ્રતીજ્ઞા પતિ કરે, જેહું બોલું તે પાળીશ બોલ,
ઇશ્વર એમાં સાક્ષી છે,
પ્હેલે પગલે પ્રિયાને પતિ કહે,
ખાનપાન પોષણુ હું કરીશ— ઇશ્વર.
બીજે પગલે કહે કંથ કોડથી, મારે ઘેર તું પામીશ માન—ઇશ્વર.
ત્રીજે પગલે કહે તને ત્યાં થશે, વ્રત ઉત્સવ, હરખ, અથાગ—ઇશ્વર.
ચોથે પગલે કહે ચતુરા સુણો, મારા વૈભવમાં તારો ભાગ—ઇશ્વર.
પછી પાંચમે પગલે પતિ કહે, મારાં ઢોર ઢાંખર તું સંભાળ—ઇશ્વર.
છટ્ઠે પગલે કહે તારો અંશ છે, મારાં જેજે કોઇ ધનમાલ—ઇશ્વર.
વળી સાતમે પગલે સ્વામી કહે, ધર્મ, કર્મમાં કરજે સહાય—ઇશ્વર.
તેથી ધર્મમાં તારો ભાગ છે, મારી અર્ધાંગના તું સદાય—ઇશ્વર.
પછી હસ્તગ્રહણ સ્વામીએ કર્યો, માંગી ઇશ્વર પાસે આશીશ—ઇશ્વર.
દશ પુત્ર પ્રભુ આને આપજો, સુખ પામજો દિવસને નીશ—ઇશ્વર.
મારાં માતપીતા, ભાઇ, બેનને, થજે રંજનકારી સદાય—ઇશ્વર.
મારી મરજી પ્રમાણે તું ચાલજે, તારી પૂર્ણ કરીશ ઇચ્છાય—ઇશ્વર.
ધ્રૂવ તારો દેખીને કન્યા કહે, જેવો અચળ ઠર્યો તું આ ઠામ—ઇશ્વર.
પતિકુળમાં અચળ એવી હું થઇ, દેખી રીઝયા દલપતરામ—ઇશ્વર.

---

## પરણી રહ્યા પછી.

૪૯

કાબડે કુંકાં તું થોગ ઘોળરે, તને આછી પીયેળ કડાવું.
તારા બાપનાં ઘર તું મુક મુકરે, માહારા—ના અવાસ દેખાડું.

તારી માડીનાં લાડ તું મુક મુકરે, મારાં—વહુનાં લાડ દેખાડું.
તારી બ્હેનની રમત તું મુક મુકરે, મારી—બ્હેનની રમત દેખાડું.

---

૫૦

જીરે ગીણીરે વ્હેલે ગાદી ઢળાવો, નવલા વ્હેવાઇ, અમને ઘેર વળાવો.
વહુવરને વળાવોરે માહરા નવલા વ્હેવાઇ.
જીરે સાજન સઘળું ખોટીરે થાએ, જાદરણીનાં પગ તળવાએ.
સાબેલાના મુખ કરમાએ, ઇસ્કોલીઆને વળાવોરે.
મ્હારા હોસીલા વ્હેવાઇ.
જીરે ચલાણુાંમાં ચારરે મોતી, બે આપો બે રાખોરે. મ્હારા.
જીરે વ્હેવાઇને ત્યાં ચારરે ગાયો, બે આપો બે રાખોરે.
જીરે આપ્યાં ને મુકયાં સર્વસ્વ પહોંચ્યાં, અમને તમારી બેટીરે પહોંચી.
નાધડીઆને વળાવોરે, મહારા કોડીલા વ્હેવાઇ.

---

૫૧

અમને દરાખ ચારોળીના મેવારે, અમે આવ્યાં તે વહુવર લેવારે.
અમે વહુવર લઇ ઘેર જાશુંરે, એની માડીના મ્હોં વીહલાં થાશુંરે.
અમને દરાખ ચારોળીની ખીચડીરે, અમે લઇ જઇશું તમારી દીકરીરે.
અમને દરાખ ચારોળી ઘણુા ભાવેરે, અમારે ઘણી હોંસે નવી વહુ આવેરે.

---

૫૨

અમે ઇડરીઓ ઘડ જીત્યાંરે, આનંદ ભયો.
અમે આવ્યાં વહુવર લેવારે, આનંદ ભયો.

અમે વહુવર લઇ ઘેર જાશું રે, આનંદ ભયો.
એની બ્હેનના મ્હોં ખ્હીલાં થાશું રે, આનંદ ભયો.
લોક કહેતા—જુઠારે, આનંદ ભયો.
એતો દીકરો પરણાવીને ઉઠયારે, આનંદ ભયો.
લોક કહેતા—સાચારે, આનંદ ભયો.
એતો દીકરી પરણાવીને નાઠારે, આનંદ ભયો.



૫૩

માંડવે ફટક અજવાળાં કે દીવડી કયાં ગઇરે.
આવ્યો હતો—નો પુત્ર, લાખેણી લાડી લઇ ગયોરે.
વ્હેવાઈ તારો માંડવો સંભળ, તારી બેટી ક્યાં ગઇરે.
આવ્યો હતો—નો જાયો, લાખેણી લાડી લઇ ગયોરે.



## વહુવર આવે તે વખત.

૫૪

ધન ધન દહાડોરે આજનો, કંઇ સુનાના સુરજ ઉગ્યારે.
કંઇ મોતીડે મેહુલા વરસ્યારે, ધન ધન.
કંઈ——પરણીને આવ્યારે, ધન ધન.
કંઇ નવી વહુ પરણીને લાવ્યારે, ધન ધન.



૫૫

પુંછડલું ક્યાં વળગ્યુંરે, મ્હારા કુંઅર કોડીલા.
વાટેને જાતાં——મળીઆ, તેણે પુંછડલું વળગાડ્યુંરે, મ્હારા.
એરે પુંછડલાને ચાક જોઇશું, ચમરીરે જોઇશું.
ગોકુળલાને દોરીરે, મ્હારા.

---

## સોહેવર વીઠલો (વર પરણવા જાય તે વખત.)

૫૬

દુંદભી વાગ્યાં દેવનાંરે, ઢમક્યા ઢોલ નિશાન,
પંચ શબ્દ સોહામણા, જુગ જોવા મળી હરિની જાંન, સોહેવર.
તેલ ફંચોળાંને આમળાંરે, ઉષ્ણોદક અતિ સાર.
મર્દન કરે સહુ માનુની, જીરે ન્હાયા શ્રીભગવાન, સોહેવર.
ત્રાંબાકુંડી જળે ભરીરે, રૂપા મંચી સાર,
પગે પાવડાં શોભતાં, જીરે બેસણુ સુવર્ણ પાટ, સોહેવર.
નાહી ધોઇ વર ઉઠીઆરે, અંગુછે લ્હોયાં દીલ,
લીલાં પીતાંબર પ્હેરણે, પીળાં ટીલાં કીધાંરે લેલાટ, સોહેવર.
ઈરિકોલીઆને સ્હોઇએ વેડ વીંટીઓરે, સાંકળીનો નહીં પાર,
હાથે તે પોંચી શોભતી, એનું નવ ગ્રહ્યું રત્નજડાવ, સોહેવર.
માથે તે પાઘડી શોભતીરે, કલગી તોરા સાર,
કાનમાં મોતી ઝળકતાં, દુમદુગીમાં ઝળકે લાલ, સોહેવર.
અક્ષત કર શ્રીફળ ગ્રહીરે, માતાએ ભરી સેસ,
પ્રભુને પીડી એવારણે, સુભદ્રા કહે ભામણા લેશ, સોહેવર.
જરી જામા પ્હેરણેરે, મસ્તક બાંધ્યા ખુંપ,

—ભાઈ વરઘોડે ચડયા, એનું અતિરે અનુપમ રૂપ, સોહેવર.
દધિ ચંદન દેવે કર્યાંરે, ગોત્રજ કીધારે જુહાર,
પાવડે પગ દઇ ચડયા, એવા ત્રિભૂવન પતિ અશ્વાર, સોહેવર.
સાવ સુનાના પાવડારે, જડિત્ર લગામ સોરંગ,
મણિ માણેકના મોરડા, પલાણે તે જડીયાં નંગ, સોહેવર.
હળધર દહીં ગોરસ ભર્યારે, પુષ્પની વૃષ્ટિ થાએ,
કુંકુમ કર શ્રીફળ ગૃહી, જીરે કરવડી ઝાલે માત, સોહેવર.
હેલા દઇ ઘોડે ચડયારે, હાટકેશ્વરને કીધારે જુહાર,
માડીએ લીધા ભામણા,—વ્હેન તું લુણ ઉતાર, સોહેવર.
અંબાને દઉં વધામણાંરે, મહોળેશ્વરને લાગું પાય,
આજે—પરણ્યાં, તે તો માત તમારી સાહ્ય, સોહેવર.
—તોરણે આવ્યારે, ત્રિભુવન જેજેકાર,
સાળો છાંટે છાંટણાં, સાસુજી સો સોળ શણગાર, સોહેવર.
—મંડપે આવીઆરે, વરત્યો જેજેકાર,
જાળીએ ઝાંખે નવી વહુ, વ્હેલા આવો શ્રી ભરથાર, સોહેવર.
હાથમાં ત્રાંબટ ધર્યાંરે, પડીરે પાનેતરે ગાંઠ,
કન્યાએ કાંકણ પ્હેરીઆં, જીરે હોઇરે તબોળકે છાંટ, સોહેવર.

---

## મોહનનું મામેરૂં. (લગ્ન વખત)

૫૭

મોહન સરખુંને માહેરડુંરે, બેઠું છે સકળ તણું સાસરડુંરે.
મંડપ હેઠ રચ્યું માહેરડુંરે, ત્યારે બેઠું વહુવર લાડકડુંરે.
વર દેખી હરખ્યું છે સાસરડુંરે, વરવહુ સરખેને સરખી જોડરે.

એક મળ્યાં એને અંગે ન ખોડરે, વાળી પાનતણી કર બીડીરે.
એઉ મળ્યાં અન્યોને અન્ય કર બીડીરે, બાઈ તું તો પુન્યવંતી મેં જાણીરે
પુરણ પુન્યથી એ વર પામીરે, ત્રીકમ ત્રીભુવનનાં સ્વામીરે.
બાઇ તારો કમળાનો અવતારરે, કૃષ્ણજીએ ઝાલ્યો જમણો હાથરે.
કંકણ ખળકે ને ચુડી ચળકેરે, જોઇને હૈડું હરખેરે.
કંકણ છોડેલાં નવ છુટેરે,—હીંડે ને નવી વહુ પુંઠેરે.
બાઇ તું તો પતિનું કરજે જતનરે, જેમ ચડે રાંકને હાથ રતનરે.
કંસાર ખાધો તે પુરણ પ્રીતેરે,—પરણ્યા તે ઉત્તમ રીતેરે.
વહુવર પરણીને આવ્યું ઘેરરે,–વહુએ પોંખી લીધા રૂડી પેરરે.
વહુવરે ચરણે નમાવ્યાં શીશરે, સૌ મળી આપે છે આશિશરે.

---

## ચાંદ્દો. (પરણી રહ્યા પછી વહેવાઇને ત્યાં.)

૫૮

પેરે ઉગ્યો ને કુકડ વસ્યો, તપેરે ભરાડીનો સુરરે.
મોકલો વહેવાઈ તમે દીકરી, જાનને થાયરે અસુરરે.
હવે હવું હવે હવું હોઇ રહ્યું, પડીરે પાનેતરે ગાંઠરે.
હોઇરે તંબોળડે છાંટરે.
ઝમકીને વાણલું વાયું, ને ચોપાસ થયું અજવાળુંરે.
મોકલો વહેવાઇ વિદાય કરો, ઇસ્કોલીઆને થાય અસુરરે.
પાછલી રાતે અરૂણ ઉદે, પૂર્વે પ્રકટયો છે સુરરે.
મોકલો વહેવાઇ તમે દીકરી, નાધડીઆને થાયરે અસુરરે.
મીઠું તે મોઘુંરે માળવે, જીરૂં તે દખણીને દેશરે.

કુંવર મોશ્વારે—તણાં, પસર્યા પનોતીના પેટરે.
સાંઢીઆ કોટેરે ઘુઘરી, બળદીઆ કોટે ચંગરે.
નાનારે—પરણીઆ, વાધ્યા છે—તેનો વંશરે.
ડોસીએ સાંચ્યાંરે કાપડાં, ગાંધીએ સાંચ્યાં સિંધુરરે.
—સાંચ્યાંરે—,જેમરે દાબડીએ કપુરરે.
આ શું રે વહુવર નિરમળું, પાનેતરે બાંધ્યું છે જીરૂંરે.
આઠ દહાડા લગી ધીરૂં ને, હવે અધ ઘડી ન ધીરૂંરે.
મીઠીરે મીઠીરે મીઠડી, મીઠી તે દાડેમ દ્રાક્ષ રે.
મીઠી મારા—ની જીભડી, રીઝવી સાસરવેલ.
ઓરપાડમાં સિધ્ધેશ્વર દેવતા, સુરતમાં અંબાજી દેવી રે.
—વ્હેવાઇએ આપી દીકરી, જાણે ચંદ્રમા જેવી રે.
આ શું રે મોતિરે નિર્મળું ઢળવળું જોઇને લીધું રે.
માણેક પારખ્યારે—વ્હેવાઇએ, હીરો તે ઝડપીને લીધો રે.
નાણાવટી પારખે રૂપૈયા ને,—વેવણે પારખ્યા જમાઇ રે,
—આપી રે દીકરી,—કુળ હું કહેવાઇ રે.
નાનું રે વહુવર લાડકું, પાનેતરે બાંધ્યું છે મીઠું રે.
આજે—પરણીયા,—અચરત દીઠું રે.
આંખડી આંધીને બેઠાં ને, પલવટ વાળીને ઉઠયા રે.
શેરડી ગાઇને બેઠાં ને, ચાંદલો ગાઇને ઉઠયાં રે.
દેરાસરે મૂકયો છે દીવો ને, પાણીઆરે મૂકી છે કલસી રે.
એરે હોસીલારે-વેવાઇએ, રૂપૈયે ભરાવી છે પસલીરે.
ઓરડીએ સુનાની સાંકળ, ડબુચે મોતીનું તાળુંરે.
આજ-પરણીયા કુળમાં થયું અજવાળુંરે.

# ચાંદો બીજો.

## (વહુવરના તથા બડવાના વરઘોડા વખત)

૫૯

ચાંદોરે બ્રેદઇ ઉગીયો, ઉગ્યો ઉગ્યો માઝમ રાતરે.
ચાંદાએ કીધુંરે ચંદરણું, ઓરડો ને પરસાળરે.
—કુળ અજવાળીયું, પોતાતણેરે મોસાળરે.
મે તુંરે ચાદલો વારીયો, સુરત નગરીમાં ઉગરે.
સુરતમાં—ચાંદલો, તુંરે ઉગે કેસલાં હોયરે.
મે તુરે માળેણ વારણી, એણી વાટે ડમરો ન રોપરે.
એણી વાટે વહુવર આવશે, પાય રોળંતલો જાશેરે.
એકીરે ડાળે બે નારંગાં, મેરે માળી ઘેર દીઠાંરે.
———ભાઇને———ભાઇની જોડલી, મેરે———ઘેર દીઠીરે.
એકીરે સાળે બે ચુંદડી, મ્હેંરે સાળવાઇ ઘેર દીઠી.
નવી વહુને—વહુની જોડલી, મ્હેંરે ઘેર દીઠીરે.
અમદાવાદ પાટણ પાસે ને સાળવાઇ લીધા છે સાથે.
એરે હોંસીલા—વહેવાઇએ, પટોળે પડાવી છે ભાતરે.
ચીર તો ચીથરાં થાયને, પટોળાં તો ફાટીને જાયરે.
—વેવણે આપીરે દીકરી, શેર સાકર—વપરાયરે.
નવી વહુ તમારેરે ચાંદલે, કરકરીઆળડું ફુલરે.
સસરા પટોળીરે મુલવે, લાખ ટકાનું છે મુલરે.
લાખ ટકા હમ ગાંઠેને, લાખેણો છે ઘેર દીવોરે.
પુત્ર પરણ્યોરે———લાડકા તે———જીવોરે.
હાથીએ વહુવર બેસાડીને, વહુવર લાવીશું ઘેર.
નાનારે———પરણીઆ, લુણ ઉતારોની બ્હેનરે.

# કન્યાનાં લગ્નમાં ગાવાનાં ગીત.

## શોભ.

૫૦

જેમ આજ ગણપત વરાઇએ, તેમ શોભ સારો ગાઇએ.
જેમ શોભ સારો ગાઇએ, તેમ આજ ગણપત વરાઇએ.
પ્રથમે શ્રી ગણપતિનાં નામ લઇએ,—બ્હેનના વિવાહના—
આરંભ કરીએ.

વિવાહે વિઘ્ન ન હોય લેશ, બારસાખે આવી બેઠા ગણેશ.
શુભ કામ સિદ્ધ કરાવો, ગણપતિ ઘરમાં પધરાવો.
નિર્વિઘ્ને નામ વિવાહનાં જાણી, ગણેશને તેડયા છે પાટ માંડી.
ગણેશને બેસાડોરે પાટ, નિર્વિઘ્ને કરીએ વિવાહના કાજ.
ચોરંગી ભીંત ધોળાવો, સીંદુરના ગણપતિ કઢાવો.
આળેખો સીંદુરને સુંદર, ગણેશને વાહન ઉંદર.
ગોર પાસે પ્રતિષ્ઠા કરાવો, માંહે સત ગણપતિના અણાવો.
સમસ્ત પૂજાપો અણાવો, મહીઆરી ગણેશ પૂજવા આવો.
તેની પાસે ગણપતિ પૂજાવો, વ્હેવારનાં મહીયારાં અપાવો.
મહીયારીને આપોનીરે ઘાટ, પ્હેરાવશે—બ્હેનના બાપ.
પહેરાવોની મહીયારીને સાડી, આપશે——બ્હેનની માડી.
અબીલ ગુલાલને સીંદુર, ગણપતિ પૂજ્યા ઉગમતે સુર.
ગણેશને ચડાવો ચંદન, ઘણું જીવો—વ્હેવાઇના તન.
ગણેશને ચડાવોરે કુંકું, બ્હેન માગે હેવાતન રૂડું.
ગણેશને ચડાવો કરેણા, બ્હેન ગમતાં ઘાલો ઘરેણાં.
ધુપદીપ નૈવેદ ને કસ્તુરી, ગણપતિ પૂજે ભાએઅની પૂરી.

લક્ષ લાભ જોડી રહ્યા છે હાથ, સિદ્ધ બુદ્ધિ ચમર કરે ચોપાસ.
—ને ગળ્યોરે કંસાર ઘણો ભાવે,—વ્હેવાઇ નિત્યે માગાં કહાવે.
—વ્હેવણે આરત ઘણીરે કીધી, તો અમે કુળવંત કન્યા દીધી.
બ્હેનને આઠ દહાડા પીઠી ચોળાય, અંબાજીના આશીરવાદ
ભણાય.
—બ્હેનં સુરજ પાઠી સાંભળીને ઉઠયાં,—એ લુણ ઉતારીને મુકય
—ના મંડપ છેરે રૂડા, મામાજી શોભતા લાવોની ચૂડા.
મોસાળું લાવે—વહુમામી, તેને આપોની કસબી સાડી.
મોસાળું લાવીને બારણે ઉભી,—વહુએ છાબ વધાવી લીધી.
બ્હેનને ઉંબરે બેસાડો, બલગરી ધાલીને થર પહેરાવો.
કાંકણુ ઉપર કાંકણી સોહે, ભરાડીમાં અમી ભરી દૃષ્ટે જોએ.
વ્હેવાઇની મોટીછે રે જાન,—મોકળા આપો મુકામ.
—દોની આદરમાન,—આપો ફોફળ ને પાન.
મંડપમાં આવીછેરે જાન,—આપોની કન્યાદાન.
—બ્હેનને અંગોળડી કરાવો, કોરાં પાનેતર પહેરાવો.
ગોર પૂજે—બ્હેનરે બાળી, હાથમાં વરમાળારે ઝાલી.
ડાબે હાથે ઝાલી છે વરમાળ, જમણે હાથે પૂજે છે ગોરમાત.
—બ્હેન ગોરમાની પૂજા કરે, હૈયામાં ધ્યાન—નું ધરે.
પૂજજો શિવશક્તિ બે જોડ, માતા તું પૂરજે મનના કોડ.
—સેરીએરે આવ્યા, ત્યાં અમે ફુલડે વધાવ્યા.
ગુલાલ છાંટે કન્યાનો ભાઇ, પોખવાની કરોની સજાઇ.
—તોરણેરે આવ્યા,—એ પૂજ્ય કરી પધારાવ્યા.
—એ દીધાં છે કન્યાદાન, વહુવરનું હોજો સદા કલ્યાણ.

અમે તો કુંકુને કન્યા આપી,—બ્હેનને-વ્હેવણને ખોળે થાપી.
રાંકથી ના ઉપડેરે ભાર, ચંદ્રમા સામો શુક્રનો તાર.
અમારૂં લીલું શ્રીફળ માની લેજો,—વ્હેવાઈ થોડે ઘણેરૂં કહેજો.

---

## રાબડી.

### કડવું ૧ લું.

૬૧

જીરે રૂક્ષરેમણી શ્રી કૃષ્ણજી સાથે, બોલે છે મર્મજીરે.
ફર્યાંને કર્મરે અમ પરણ્યા પછી રે જીરે.
જીરે પહેરતા ધાબળી, હોડતા કામળી,
વાંસ તણી વાંસળડીરે વાતા.
મહીઆરીના મહીઅરે ચોરીને ખાતારે, જીરે.
જીરે જુઆરની રાબડી પીસંતાં માવડી,
તે વારે તમે ચારતા ગાવડીરે જીરે.
જીરે ચીનીરે નહોતા ચલાણારે નહોતાં, ઉપર ચલાણીરે નહોતી,
તેવારે તમે મરદન કરતાં કોડીએરે જીરે.
જીરે ચરૂરે નહોતાં, કડાઇઆંરે નહોતાં ઉપર તાંબાકુંડીરે નહોતી,
તેવારે તમે અંગોળ કરતા અંગોળીએરે જીરે.
જીરે ચીરરે નહોતાં પટોળાંરે નહોતાં, ઉપર પીતાંબર નહોતાં,
તેવારે તમે પહેરતા ધાબળીરે જીરે.
જીરે થાળીરે નહોતી કંચોળારે નહોતાં, ઉપર વાડકારે નહોતા,
તેવારે તમે ભોજન કરતા બાજમાંરે જીરે,
જીરે સાળરે નહોતી ને દાળરે નહોતી, ઉપર કડૈયાં દુધરે નહોતાં.
તેવારે તમે ભોજન કરતા રાબડી જીરે.

જીરે ઝારીરે નહોતી કમંડળ નહોતાં, ઉપર કળસીઆરે નહોતા.
તેવારે તમે પાણીરે પીતા કરવડેરે જીરે.
જીરે પાનરે નહોતાં સોપારીરે નહોતાં, ઉપર લવંગ એળચીરે નહોતાં,
તેવારે તમે મુખવાસ કરતા પાંદડે જીરે.
જીરે બાજઠ નહોતા સોગઠડાંરે નહોતાં, પરવાળીના પાસારે નહોતા,
તેવારે તમે રમત રમતાં કાંકરે જીરે.
જીરે ઢોલરે નહોતા તળાઇ રે નહોતી,
ઉપર અસીસાં રે નહોતાં,
તેવારે તમે પહોડતા સાથરેરે જીરે.
જીરે જાળીરે નહોતી, જરૂખા રે નહોતા, ઉપર અગાસીરે નહોતી.
તે વારે તમે બેસતા ઓટલે રે જીરે.

---

૬૨
કડવું. ૨જું.

આ બાર પાછળ દેવકી, સાંભળે વહુની વાત રે,
હું જીવતાં તું આશું બોલે, પછી તે કેવી વાતરે.
કાલ કાગળ લખી કરી, મોકલું વીદ્રુભા મોઝાર રે,
આ તેડાવી તારા તાતને તને, મોકલું મહીયર સાર રે.
બરો તે બારે ગામનો, હેઠો ન મુકે શ્વાસ રે.
નિર્લજવેડા આદર્યા, અંકોશ નહીં લગાર રે.
કીડીપર શું કટક કરોછો, તરણા ઉપર શો ભાર રે.
એમ કહીને રૂક્ષમણી પાય લાગ્યાં, સુણો મ્હારી માય રે,
કેડે ચડાવ્યાં રાણી રૂક્ષમણી, મુકયાં તે મંદીર માંહે રે.
તારા ધણી સરસાં રાજ કરજે, જીવો તે વરસ કરોડ રે.

---

## ( શંકરવર. )

૬૩

આજ મારે ઘેર સોહેળો રે, શંકર આવ્યા બાર,
ઉમિયાએ તપ માડીઓ, વરૂં શિવશંકર ભરથાર,
શંકરવર સજ કરો.
ઉમીયા ઉભા તપ કરેરે જોવા આવ્યા ઇશ,
મહાવનમાં તપ માંડીઉં, તેને વહી ગયા જુગ રે પચીસ, શંકર
મેં તમને વર આપીઓરે, ઉમીયાં જાઓની ઘેર,
મેનાને મંદીર વસો, મારે કરવી છે કંઈ એક પેર, શંકર.
ઉમયા ઉઠીને આવીઆંરે, માને લાગ્યાં પાય,
મેના મા મેં વર વર્યો, જેને ચૌદ ભુવન મુખમાંહ્ય, શંકર.
મેના મુખથી બોલીઆંરે, સાંભળ ગવરી વાત,
ભીખારીને શું વર્યાં, એની કોઇ નથી જાણતું જાત, શંકર.
ચરડો જોઇ લાજ્યાં નહીંરે, બોલ્યાં મુખથી વાણ,
બીજો વર હું નહીં વરૂં, શિવ શંકર વિના જાણ, શંકર.
વૃદ્ધ વૃષભે ચડી આવીયોરે, જોગી સરખું રૂપ,
એ વરને તું શું વરી, બીજા છેરે ભૂતળમાં ભૂપ, શંકર.
વાઘાંબર શિવ હોડણેરે, મસ્તકે બ્રહ્મ કપાળ,
નાગહાર હારાવળી, શિવકંઠે સોહીયે રૂંઢમાળ, શંકર.
જટા જુથ ભસ્મે ભર્યોરે, અંગે વીંટયા નાગ,
મેના મનમાં લાજીઆં, એને નથીરે દેવાનો લાગ, શંકર.
મેના મૂર્છાગત હવાંરે, પડયાં ધરણી હેઠ,
ઉમીયાંએ મન વીમાસીઉં, મારે કરવી તે કંઇ એક પેર, શંકર.

જીરે ઝારીરે નહોતી કમંડળ નહોતાં, ઉપર કળસીઆરે નહોતા.
તેવારે તમે પાણીરે પીતા કરવડેરે જીરે.
જીરે પાનરે નહોતાં સોપારીરે નહોતાં, ઉપર લવંગ એળચીરે નહોતાં,
તેવારે તમે મુખવાસ કરતા પાંદડે જીરે.
જીરે બાજઠ નહોતા સોગઠડાંરે નહોતાં, પરવાળીના પાસારે નહોતા,
તેવારે તમે રમત રમતાં કાંકરે જીરે.
જીરે ઢોલરે નહોતા તળાઇ રે નહોતી,
ઉપર અસીસાં રે નહોતાં,
તેવારે તમે પહોડતા સાથરેરે જીરે.
જીરે જાળીરે નહોતી, જરૂખા રે નહોતા, ઉપર અગાસીરે નહોતી.
તે વારે તમે બેસતા ઓટલે રે જીરે.

---

૬૨

કડવું. ૨જું.

આ બાર પાછળ દેવકી, સાંભળે વહુની વાત રે,
હું જીવતાં તું આશું બોલે, પછી તે કેવી વાતરે.
કાલ કાગળ લખી કરી, મોકલું વીદ્રભા મોઝાર રે,
આ તેડાવી તારા તાતને તને, મોકલું મહીયર સાર રે.
બરો તે બારે ગામનો, હેઠો ન મુકે શ્વાસ રે.
નિર્લજવેડા આદર્યા, અંકોશ નહીં લગાર રે.
કીડીપર શું કટક કરોછો, તરણા ઉપર શો ભાર રે.
એમ કહીને રૂક્ષમણી પાય લાગ્યાં, સુણો મ્હારી માય રે,
કેડે ચડાવ્યાં રાણી રૂક્ષમણી, મુકયાં તે મંદીર માંહે રે.
તારા ધણી સરસાં રાજ કરજે, જીવો તે વરસ કરોડ રે.

---

## ( શંકરવર. )

૬૩

આજ મારે ઘેર સોહેળો રે, શંકર આવ્યા બાર,
ઉમિયાએ તપ માડીઓ, વરૂં શિવશંકર ભરથાર,
શંકરવર સજ કરો.
ઉમીયા ઉભા તપ કરેરે જોવા આવ્યા ઇશ,
મહાવનમાં તપ માંડીઉં, તેને વહી ગયા જુગ રે પચીસ, શંકર
મેં તમને વર આપીઓરે, ઉમીયાં જાઓની ઘેર,
મેનાને મંદીર વસો, મારે કરવી છે કંઈ એક પેર, શંકર.
ઉમયા ઉઠીને આવીઆંરે, માને લાગ્યાં પાય,
મેના મા મેં વર વર્યો, જેને ચૌદ ભુવન મુખમાંહ્ય, શંકર.
મેના મુખથી બોલીઆંરે, સાંભળ ગવરી વાત,
ભીખારીને શું વર્યાં, એની કોઇ નથી જાણતું જાત, શંકર.
ઘરડો જોઇ લાજ્યાં નહીંરે, બોલ્યાં મુખથી વાણ,
બીજો વર હું નહીં વરૂં, શિવ શંકર વિના જાણ, શંકર.
વૃદ્ધ વૃષભે ચડી આવીયોરે, જોગી સરખું રૂપ,
એ વરને તું શું વરી, બીજા છેરે ભૂતળમાં ભૂપ, શંકર.
વાઘાંબર શિવ હોડણેરે, મસ્તકે બ્રહ્મ કપાળ,
નાગહાર હારાવળી, શિવકંઠે સોહીયે રૂંઢમાળ, શંકર.
જટા જુથ ભસ્મે ભર્યોરે, અંગે વીંટયા નાગ,
મેના મનમાં લાજીઆં, એને નથીરે દેવાનો લાગ, શંકર.
મેના મૂર્છાંગત હવાંરે, પડયાં ધરણી હેઠ,
ઉમીયાંએ મન વીમાસીઉં, મારે કરવી તે કંઇ એક પેર, શંકર.

ઉમીયાં કહે સુણો નાથજીરે, મેના થઇ છે મૂઢ,
તુજને કો જાણે નહીં, તારૂં આદ અંતર અતિ ગૂઢ, શંકર.
ઉમીયા કહે સુણો નાથજી રે, કરોની રૂપ પ્રકાશ,
પુરમાં સહુ જોવા મળ્યાં, તારી થાય રે જગતમાં હાસ, શંકર.
વચને રૂપ પ્રકાશીઉં રે, કોટી સૂર્ય પ્રકાશ,
સોળ કળા શશી ઝગમગે, ગંગ મસ્તકે લીધો વાસ, શંકર.
શંકર નામે સાંભળ્યો રે, વસે તે વાસ કૈલાસ,
કાને કુંડળ જળહળે, ઉર કૌસ્તુભમણિનો હાર, શંકર.
મેં તુજને જાણ્યો સદા રે, ઓળખીઓ આણી વાર,
વચને વિશ્વંભર થયા, જોઇ હસવાને લાગી નાર, શંકર.
શંકડ સજ થઈ આવીઆ રે, ઉભા તોરણ બ્હાર,
મેના મનમાં હરખીઆં, હવે છેરે દીધાનો લાગ, શંકર.
પોંખી લીધા પદમની રે, પીડી નાંખી ચાર,
નાક સાહી વર નીરખીઆ, જીરે બેસણ સુનાના પાટ, શંકર.
કન્યાએ કાંકણ પેરીઆંરે, પડી પાનેતરે ગાંઠ,
અંતરપટ આડે ધર્યાં, જીરે હોઇરે તંબોળડે છાંટ, શંકર.
ઉમીયા શંકર પરણીઆં રે, પોંતા મનના કોડ,
કૃષ્ણાબાઇ ચરણે નમે, મળી સરખે ને સરખી જોડ, શંકર.

---

## રામજીનો વરઘોડો.

૬૪

માતાજીશું વાત કરે છે સીતા કે,
માડી મને લાડ લડાવે પિતા કે.

માડી શણુગાર ઘડાવો શોભીતાકે.
આજને આનંદરે પરણત્રાનો દહાડલો જો,
માડી મને પરણવું ઘણું ગમે કે,
માડી મને પરણાવોની તમે કે,
માડી મારૂં મન રામજી શું રમે કે. આજને.
માડી મને કુંવારી કુંવારી સહુ કહે છે કે,
માડી મારી સહીયરો તે મેણા દે છે કે,
માડી મારી લોક હસારત થાઈ કે. આજને.
માડી મારો સસરો તે દશરથ કહાવે કે,
માડી કૌશલ્યા સાસુ લડાવે કે.
માડી એવાં લાડ ઘણેરાં ભાવે કે. આજને.
માડી મ્હારે અંગે તે સોહીએ પીઠી કે,
માડી પરણવાની વાત ઘણી મીઠી કે,
માડી રખે દુષ્ટની નજરે પડું દીઠી કે. આજને.
માડી મારે હાથે તે રાતો ચુડો કે,
માડી દરશરથનંદન વર રૂડો કે,
માડી એને નહીંરે ભજે તે ભુંડો કે. આજને,
માડી મને શોભતાં ઘરેણાં પહેરાવો કે,
માડી મારે સેંથે તે સીંદુર પુરાવો કે,
માડી રૂડાં પાનેતર અણાવો કે. આજને.
માડી મારી આંખ આંજો અણીઆળી કે,
માડી મને લટકતી ઘાલો વાળી કે,
માડી મને ટીલડી ચ્હોડો ઘણી સારી કે. આજને.

સખી જોને ઉતાવળ મંડાઇ કે,
સખી જોની લોક આવ્યા સહુ ધાઇ કે,
સખી રામજી સહુના સુખદાઈ કે,
આજને વરઘોડેરે રામજીને નીરખીએરે.
સખી મારાં લગન આજનાં લીધાં કે,
સખી જોની મોટા સામાન કીધા કે,
સખી નોતરાં ઠામો ઠામ દીધાં કે. આજને વરઘોડેરે.
સખી મંડપમાં માહેરૂં રચાવો કે,
સખી ત્યાંતો સુનાની ચોરી બંધાવો કે,
સખી ત્યાં તો પ્રાણજીવનપધરાવો કે. આજને વરઘોડેરે.
સખી નોબત વાગે દરવાજે કે,
સખી સંભળાય નહિ બોલ્યા અવાજે કે,
સખી એવાં નિત્ય નિત્ય મંગળ છાજે કે. આજને વરઘોડેરે.
સખી રામજીને અંગે સોહીયે વાઘા કે,
સખી જોતાં રામજી મીઠડા લાગ્યા કે,
સખી એના ચરણકમળે ચિત્ત લાગ્યાં કે. આજને વરઘોડેરે.
સખી વરઘોડાનાં શું કરૂં વખાંણ કે,
સખી દીસે અગણિત નોબત નીશાણ કે,
સખી સરણાઇ નફેરીના તાન કે, આજને વરઘોડે રે.
સખી મોડ સોહીયે તે કૌશલ્યા માથે કે,
સખી કહાડી પીયળ તે કુંમકુંમ સાથે કે,
સખી ઝાલ્યો નામણ દીવો હાથે કે. આજને વરઘોડે રે.
સખી દશરથના પોંતા કોડ કે,

સખી મળી રામ સીતાજીની જોડ કે,
સખી એણે ખરચ્યાં કોટી કરોડ કે; આજને વરઘોડે રે.
સખી દશરથની ધન્ય કમાઇ કે,
સખી મળ્યા સરખે ને સરખા વેવાઇકે.
સખી એની કીર્ત્તિ જગમાં ગવાઇ કે. આજને વરઘોડે રે.
સખી પોંખી લીધાં તે દશરથ રાણી કે,
સખી નિજ જનમ સફળ થયો જાણી કે,
સખી એની પરિબ્રહ્મ લીલા વખાણી કે. આજને વરઘોડે રે.

---

## રૂક્ષ્મણી હરણ.

૬૫

શુકદેવજી કહે છે વિવાયરે, તમે સાંભળો પરીક્ષત રાય રે.
હવે રૂક્ષમણીને શું થાય કે, વયે થઇ વ્યાકુળી રે.
ત્યાંતો સખીઓ મળી સહુ સંગરે, રૂક્ષમણીએ માંડયો પરપંચરે.
વરૂં તો વાસુદેવનો નંદ નીકર મારી દેહ તજું રે.
રૂક્ષમણીએ તેડાવ્યા વિપ્રરે. સ્વામી જાઓ દ્વારીકાં શીઘ્ર રે.
મારૂં કારજ કરીને સિદ્ધ કે, વ્હેલા પધારજોરે.
દીન થઇને તે લાગ્યાં પાયરે, પછી વિપ્ર કીધોરે વીદાયરે.
વાટે શુકન સારા થાય, હરિ ભટ હરખીયારે.
રૂખમૈયાને થઇ ત્યાં જાણરે, બોલ્યો મુખેથી મિથ્યા વાણરે.
રૂક્ષમણી પરણાવું પ્રમાણ કે, હું શીશુપાળનેરે.
મેં તો ભાંગી સરોવર પાળરે, મેં તો ધાવતાં વછોડયાં બાળરે.
કોઇને કુડાં ચડાવ્યાં આળકે, આડે આવીયાંરે.

મેં તો પાડી સહીઅરમાં હોડરે, પારવતી કરૂં કરજોડરે.
રખે પૂજતાં પડી કંઈ ખોટ, અંબાજી રૂઠડાંરે.
મારાં પુરવ જનમનાં પાપરે, મારા અવળા તે બાંધવ બાપરે.
મારી માતા શે ના કરૂં ત્યાગ, હવે હું શું કરૂંરે.
રૂક્ષમણી ઉંચું ચડી ચડી જોયરે, રામ કૃષ્ણ કરી કરી રોયરે.
ક્ષણ સુખ શરીરે ન હોયકે, વિનતા વલવલેરે.
એટલે આવ્યાં જનુની માતરે, પુત્રી કયાં ગયો સહીયર સાથરે.
મુને માંડીને કહોની વાત, રૂઓ કાં રૂક્ષમણીરે.
પીઠી પેઠી તે આંખ મોઝારરે, થઇ વ્યાકુળ હું નિરધારરે.
તેણે આંસુ પડયાં રે અપારકે, મા મને ખરખરેરે.
મારૂં ફરકેરે ડાબું લોચનરે, ફુલે હરખ થકી મુજ મંનરે.
વામાંગે થાય શુકન, હરિહરિ ઓચરેરે.
હરી વ્હેલાં આવોની આજરે, પ્રભુ પ્રકટ થાઓની મહારાજરે.
નહીં તો પ્રાણ તજીશ નિરધાર, ત્રિકમ તુજ કારણેરે.
રૂક્ષમણીએ કીધો વિચાર રે, તેડાવું તે વિપ્રની નાર રે.
તેને પૂછું સમાચાર, હરિભટ કયાં હશે રે.
એવે આવ્યાં તે વિપ્રની નારી રે, તમે સાંભળો રાજકુમારી રે.
તેને ગયે થયા દિન ચાર, હુંઓ જોઉં વાટડી રે.
રૂક્ષમણી ચડી જોય છે જાળીરે, હજી શે ના આવ્યા વનમાળી રે.
દીઠી ચાર દિશા અજવાળી, દીવાળી કયાં હશે રે.
એટલે વિપ્ર તે દીઠો દુર રે, હદે આવ્યાં તે સાહેર પુર રે.
ધસી આવી ઉરાઉરકે, વિપ્રને પુછીકે રે.
વિપ્ર બોલ્યો તે મુખથી વાણ રે, શ્રી કૃષ્ણ આવ્યા નિરવાણ રે.

સાથે સૈન્ય સહુ શુભ જાણુ, વાડીમાં ઉતર્યા રે.
એક હાર હતો રે અમુલ રે, માણેક મોતી જડયાં જડાજુડ રે.
તેનું ત્રિલોકમાં નહીં મુલ, તે વિપ્રને આપીઓ રે.
રૂક્ષમણી અંબિકા પૂજવા જાય રે, સહુ માનુની મંગળ ગાય રે.
ત્યાં તો કૃષ્ણ હરણ ગુણ ગાય રે, રૂક્ષમણી પરણીઆં રે.

---

## સીતાજીનો સોહેળો.

### કડવું ૧લું.

૬૬

ત્રંબક તોડે બાંધીયા, કંકોતરી રે લખાય.
રાજા જનક રાયે જંગ માંડીઆ, ચોપાસ વધામણી જાય.
સીતાજીનો સોહેળો.
મંડપ રચીઓ મોકળો, સુવર્ણસ્તંભ વિશાળ.
જાળી જરૂખાને ગોખ બારી, ત્યાં જડીઆ છે લાલ પરવાળ. સીતાજી.
પરી રચીરે ફરતી પુતળી ત્યાં કનક ખુરસી ને પાટ,
મંડપ છાયો મોગરે, બહુ યચવા મળીઆ ભાટ. સીતા.
ત્યાં દેવ દાનવ જક્ષ કિંનર, રાજકુળ છત્રીસ,
ચોદિશાએ આવરી, જીરે જાન જોજન દસવીસ. સીતા.
ચોવાટમાં તો માંડવો, ભેટે ભલેરા રાય,
છાજતાંરે આસન છત્ર ચંમર, રાજા જનકને હરખ ન માય. સીતા.
મગમગેરે માતી માળણી, ચોસેર ચંપા ચાર
ગંધ્રપ બોલે છાગતાં ત્યાં તો થેઇ નાટારંગ થાય, સીતા.
મોગરેલ તેલને ચુવાચંદન, અરગજા ને અબીલ,
કેસર ગુલાબના છાંટણા, સંતોખ્યાજી બાત્રન વીર, સીતા.

સાંતેક સારીને ગોખઆરી, કાંકણ પહેર્યાં હાથ,
પીઠી કરે સહુ પદમની, ગુજરી સહુ ગોરી ગાય. સીતા.
ચોપાસ ભાળે જાનકી, મારો કંથ શ્રી રઘુરાય,
નહીં અવર રાણારાય ભાળ્યા, આભુષણ અંગ સોહાય. સીતા.
સીતા મંન શોચના કરે, મારૂં કમળ કોમળ ઇશ,
રાજા જનક પણ પારખી રહ્યા, બીજાં શેનાં કીધાં પણ ઇશ સીતા.
ત્રંબક ધનુષને સજ કર્યું, કોઇ વીર વરશે શીર,
ધિકધિક પડો મુજ તાતને, મારો મુરખ તાત અધીર, સીતા.
દશ વદન રીસ ચડી ઘણી, ધસીને ઝાલ્યો હાથ,
ભુજ ચંપાણા નવ નીસરે, બળવંત ભરાયો શ્વાસ. સીતા.
તાળી લીએ સહુ તારૂણી, સુર લોક જોવાને જાય,
લંકેશ્વરનાં વદન લાજે, ત્યાં તો હસે સકળ સુરરાય. સીતા.
મહીપતિરે ઉઠયા મુછ મરડી, ધીર વીર સુજાણ,
નહીં શર તળે ત્રંબક તોડે, હારીને તજ્યાં માન. સીતા.
રૂષિ સભામાં રઘુવીર લક્ષ્મણ સાથે બાધવ જોડ,
વશિષ્ટ આજ્ઞા દો મુજને, આ ત્રંબક ભાંજવા કોડ. સીતા.
રૂષિ કહેરે બાળક બોલ માં, શું થયો બુદ્ધિ અજાણ,
હારીઆરે સુરીનર સુભટ સહુ, હવે ખોઇશ બ્રાહ્મણનાં માન. સીતા.
મુખ હસે ને કર સંપુટ કરે, દો આજ્ઞા મુજ ઇશ,
તમ પ્રતાપે વરૂં સીતાને, જો સરજ્યું હશે જુગદીશ. સીતા.
એણી પેર કહી હરખે ધસી, આવ્યા જેમ અષાડી મેહ,
ત્રંબક ધનુષને સજ કરૂં, એવું એક રહ્યું ચિત્ત તેહ. સીતા.
ક્યાં કામ કોટીક પાંડવોરે, ચંદ્ર છો રઘુરામ,

મુરખપણે એ માં કરી, કસ્તુરી કદમને ઠામ. સીતા.
કયાં મેરૂ આગળ માણસ, કયાં હસ્તિ આગળ બાળ,
કયાં કેળ સાથે બાથ ભરવી, એ કહેણ કંટાળાની જાત. સીતા.
સીતા તે મન શોચના કરે, બાઇ શો કરૂંરે ઉપાય,
રઘુવીર વિણ હું નહીં વરૂં, મારે કંઠે હું ધાલીશ પાશ. સીતા.
છોટી કછોટી ને સીસ છોટી, કમળ કોમળ વાન,
કેસરીરે લંકે લટકતા, રઘુનાથજી ભીનલે વાન, સીતા.
તું ભવોભવ ભરથાર વર, ભૂધર કરજો સ્હાય,
હવે લગન વેળા સજ થઇ, ક્ષણ એક ન લાગે વાર. સીતા.



## કડવું ર જું.

૬૭

સીતા કહે સહીયર રે મહીયર માહેરૂં, આ જોની થાશેરે,
કારજ ઓ રહ્યું.
મુજનો પ્રાણલોરે, કો નરશું કહેશે, સુરી નર દેવતારે, સહુ કોઇયે હશે.
અપજશ જનકનેરે, જોતાં છે ઘણો, મ્હારે શીર લાગશે રે, ભવનું
મહેણલું.
કોણ ત્રંબક ભાંગશેરે, તાત હરસું થાશે, જો રામ રીસાવસેરે, તો,
ભવ કેમ જાશે.
મેના કહે માવડીરે, તપ તેં શું કર્યો, આ કયા કાળનોરે, બાઈ તેં
વર વર્યો.
કાળો ને કુબડોરે, કુટુંબ દયામણો, અંગે વસ્ત્ર વિનારે, દીશે લજામણો

ઝોળી ને ટોપીરે, રાખ ચોળી ઘણી, એ સખી માયરીરે, ઉમીયાનારે ઘણી.
ઉમીયાને દુખમાંરે. સહીઅર શી મણા, અક્ષર લખજોરે, સ્વામી નિર્મળા.
પ્રભુજી તું સાંખજેરે, અવગુણ અમ ભણી, ભવોભવ ભૂધરારે સીતા તમતણી.

---

## સોહેળો.

૬૮

એક મન જાણ્યું સીતાનું, પછી ધનુષ્ય ધર્યું શીશ.
લીલા કરી લટકાળીયું, કીધા કડકા તે વીસ પચીસ. સીતાજીનો સોહેળો
દુંદુભીરે વાગ્યા દેવનાં, ફુલડે વરસ્યા મેહ,
વરમાળ ઘાલે જાનકી, ત્યાં તો પૂરણ પ્રકટયા સ્નેહ. સીતાજીનો.
એ સીતા ગીતને પ્રીતે પુન્ય, ગાઓ માનુની મન,
એણી પેરે તે હરખે વદે, બ્રહ્માનંદ રઘુકુળ ધામ. સીતાજીનો.

---

## સીતાવેલ.

૬૯

ઇશ્વરથી ઉત્પન્ન હવારે, આઇ સુધબુધ નાથ ને દેવ.
ઉમીયાને અંગી થકી ઉપન્યા તે, વરણવું આદ્ય ગણેશ.
જનક તનયા કુંવારીરે, વર વાંચ્યો શ્રી રઘુરાય.
ત્રંબક બાંધ્યા ત્રાડવા, કંકોતરીરે લખાય.

---

ઉથલો.

રાય ત્રંબક ત્રોડવા બાંધ્યારે, સુર ઘેર સુરાતન વાધ્યારે.
પાતાળના પંડિત તેડયારે, નવ ખંડના નરપતિ રેલ્યારે:
ત્યાં ઇશ્વિરે ઇંદ્ર જગાડયારે, હંસ માન સરોવરે આવ્યારે.
ઋષિ સાથે તે રામ પધાર્યારે, પાય લાગી પ્રણામજ કીધારે.
રાય જનકે તે આદર દીધાંરે.

---

## રાગ પ્રથમનો.

૭૦

સીતાએ સ્વરૂપ ઓળખીયુંરે, બાઇ વિનતા કરેરે વખાણ.
કાંકણ ચુડી ને મુદ્રિકા. સીતા પ્હેરો ચોળીને ચીર.
નવખંડ નરપતિ નીરખતાંરે, બાઇ આવ્યાં મંડપ હેઠ.
નેપુર ઘુઘરા રમઝમે, જાણે ગાય ગાંધર્વ ગાન.

ઉથલો.

સીતા હંસા તે ગમની હરણીરે, સીતાપાની તે કુંકમ વરણીરે.
છત્રપતી મળ્યા સભા માંહેરે, કાને કુંડળ લલિત માદળીઆંરે.
અજ ઇશ શરણ જેને આવેરે, તે તો કમરે ચીર વીંટલાવેરે.
રામ તાણી કરીને બંધાવેરે, ગોર સુંદરી બોલ સુણાવેરે.
બળીઆ બહુ બાથે આવેરે, તો એ ત્રંબક તસુએ ન હાલેરે.
હઠ મુકોની રાવણ રાણાંરે, ગત ભાંગીને હાથ ચંપાણારે.
મોટા ગયારે સભામાં હારીરે, ત્યાંતો જાનકી રહીરે કુંવારીરે.

---

### રાગ પ્રથમનો.

વૃથા તો ભાંગી ગઇરે, હવે સ્તંભ ઉપર ભાર.
પૂર્વ જનમની પ્રીતડી, તમે શેં ન સંભારો નાથ.

### ઉથલો.

આપણી પૂર્વની પ્રીત સંભારોરે, એનો મહિમા મંડપમાં વધારોરે.
એઠા થાઓની બેળવંત બળીયારે, તમને જોવા ભોવન ચૌદ મળીયાંરે.
ગુરૂ કહો તો હું ત્રંબક ભાંગુંરે, લધુ વેશે હું કહેતાં લાજુંરે.
સહુ દેખતાં શત ખંડ કીધારે, રામે જીત્યાના જશ લીધારે.
રામ હાથે તે તાળી લેવાએરે, સીતા માથે તે મોડ બંધાએરે.

### રાગ પ્રથમનો

મોડ બંધાવે હરખીરે, બાઇ વરવા ત્રિલોકનો નાથ.
સીતાએ મન વાંચ્છીઓ, તે પામીયાં શુભ નાથ.

### ઉથલો.

વિશ્વામિત્ર તે ચોરી બંધાવે રે, કડવા મિત્ર તે ચોરી બંધાવે રે.
ગાયેત્રી સાંવિત્રી વધાવે રે, વરને પોંખીને માંહે પધરાવે રે.
સીતા હીંડે તે સજન સાહેલી રે, સીતા મંગળ વરતે પ્હેલું રે.
બીજે મંગળે હવા અતિ સ્નેહરે, સીતા અગણુ તે મંગળ વરતે રે.
કાંકણચુડી તે હાથે ખળકે રે, સીતા ચોથું તે મંગળ વરતે રે.
સીતા ગયાં રે પરાયે ગોત્ર રે.

### (રાગ પ્રથમનો)

સીતાનો હાથેવાળો મેળવ્યોરે, બાઇ સાથ સારંગપાણ,
સહુ રાયરાણા દેખતા દીધાં તે કન્યાના દાન.

(ઉથલો.)

કન્યાદાન દીધાં દેવરાયે રે, કન્યાદાન લીધા રઘુરાયે રે.
તે તો જુગ સઘળે રે ગવાએ રે, વાત વૈકુંઠમાં વખણાયે રે.

---

## વધામણું દેતી વખત ગાવાનું.

૭૧

અંબા માનો સરો રે સોરંભતો અંબા પૂજા કોણે કરી રે.
——ને રે ઘેર નવી વહુ તો અંબાપૂજા તેણે કરીરે.

---

૭૨

મા પીતળ ઘંટા વાગે રે મન મોહનીયા.
મા કયા ભાઇ તમારા સેવક રે મન મોહનીયા.
મા——પૂજને આવે રે મન મોહનીયા.
મા નવી વહુ પાયલે લાગે રે મન મોહનીયા.
મા વળી વળી હેવાતન માગેરે, મન મોહનીયા.

---

૭૩

એમ ન જાણશો માત પૂજીને પાછાં વળ્યાં રે.
પૂરી તેવી પૂરો મનની આશ હરખે ને દીધાં વધામણાં રે.
———ની પોતી રે આશ———બહુના પોતાં મનોરડાં રે.

---

## રન્નાદેવ વળાવતી વખતે ગાવાનાં ગીત.

૭૪

આમી રે સંજયાએ નીસર્યાં દેવ, કયાં જઇ વસશો.
વસીશું તે આબાં આમલી વસીશું સરોવરની પાળે.
વસીશું તે ચાચર ચઉટે, માતા કરો રે કલ્યાણ.
વસીશું તે-----ને ઓરડે જે ઘર મીઠા બોલી નાર.
મીઠડા બોલે ને મન વસે વળી વળી લાગે છે પાય.
પાય લાગીને શું માગીયાં માગ્યાં ધણીયનાં રાજ.
અખંડ હેવાતન ધાટડી માગ્યા પુત્રપરિવાર.

---

૭૫

રાંદેલ માનો સરો રે સોરંભતો રાંદેલ પૂજા કોણે કરી રે.
——ને ઘેર નવી વહુ તો રાંદેલ પૂજા તેણે કરી રે,

---

૭૬

રાંદેલ રહો રહો રે તમને કયા ભાઇ મનાવે.
રાંદેલ રહો રહો રે તમને કઇ વહુ પાયે લાગે.
રાંદેલ રહો રહો રે તમને ચીરના ચંદરવા.
રાંદેલ રહો રહો રે તમને મોતીના અખ્યાણા.

---

૭૭

રહો રહો રન્નાદે પરોણલારે રહો રહો આજનો દીન,
રહીને તે કરો રળીયામણાંરે.
રહો તો રંધાવું ઝીણી સેવ, જાઓ તો રંધાવું રૂડી લાપસીરે.

---

૭૮

એમ ન જાણશો માત પૂજીને પાછાં વળ્યાંરે,
પૂરી તેવી પૂરો મારી આશ, હરખેને રાદિલ તેડીયાંરે.
—પહોંચીરે આશ,—વહુનાં પહોંચ્યાં મનોરડાંરે.

---

## ચાચર પૂજતી વખત.

૭૯

ચાચર માનો સરોરે સોરંભતો, ચાચર પૂજા કોણે કરીરે.
—નેરે ઘેર નવી વહુતો ચાચર પૂજા તેણે કરીરે.

૮૦

એમ ન જાણશો દેવ પૂંજીને પાછાં વળ્યાં રે.
પૂરી તેવી પૂરો મારી આશ, હરખેને ચાચર પૂજીઆંરે.
—પહોંચીરે આશ—વહુનાં પહોંચ્યાં મનોરડાંરે.

# સીમન્તમાં ગાવાના ગીત.

૮૧

## નરસિંહ મેહેતાનું મામેરૂં.

### કડવું ૧લું.

શ્રી ગુરૂ ગણપતિ શારદા, સમરૂં તે સુકદેવ સર્વદા;
આ મનમોહાદિક મામેરૂં, મહેતાતણું કહેવાયરે.
મામેરૂં મેહેતાતણું, પદબંધ કરવાની આશરે;
આ નરસિંહ મેહેતો ભક્ત બ્રાહ્મણ, જુનાગઢમાં વાસરે.
ભાભિએ એક વચન કહ્યું, મેહેતાને લાગી દાઝરે;
પરિત્યાગ કીધો ઘરતણો, મેહેતો ચાલ્યા વન તપ કાજરે.
તે વન વિષે એક દેરૂં દીઠું, અપુજ્ય શિવનું લિંગરે.
આ મેહેતે તેની પૂજા કીધી અંતર માહિં ઉમંગરે;
ઉપવાસ સાત મેહેતે કર્યા, ત્યારે રીઝયા શ્રી મહાદેવરે;
આ કમળની પેરે લિંગ વિકાસ્યું, પ્રભુ પ્રગટ થયા તતખેવરે.
કર્પુર ગૌર સ્વરૂપ ઉમયા, ધર્યાં ડાબે પાસરે;
ઝાઝી જટામાં તે જહાનવી, લલાટે ચંદ્ર પ્રકાશરે.
છે રૂંઢમાળા સર્પ ભુષણ, વાઘાંબર મૃગચર્મરે;
વાગે ડાક ડમરૂ શંખ શીંગી, મહેતે દીઠા શ્રી પરિબ્રહ્મરે.
મહેતો ઉઠીને પાયે લાગ્યા, ત્યારે મસ્તકે મૂકયો હાથરે;
માગ માગ વર કૃપાળ છું, એમ બોલ્યા ઉમીઆ નાથરે.
મેહેતો કહે મહાદેવજી, એક માગું છું સ્વામિન્રે;
આ તમારૂં દર્શન પામીયો, પામું વિષ્ણુનું દર્શન.

ધન્ય ધન્ય સાધુ શિવ કહે, તને ભક્તિની છે આશરે;
આ અંખડ વ્રજમાં તેડી ગયા, જ્યાં હરિ રમે છે રાસરે.
રાસ મંડળતણી રચના, શી વખાણે કવિતરે;
આ નરસૈયોં કૃતારથ થયો, તે કૃપા શ્રી હરિની હવી.

કડવું ૨ જું.

મહારાજ શિવ મહારાજજીએ, ગ્રહ્યો મેહેતાનો હાથરે;
તે સદાશિવને જોઇને, સામા આવ્યા વૈકુંઠનાથરે.
હરિહર હરખીને મળ્યા, નમિ ગોપી શિવને પાયરે;
નરસૈયો જઇ નમ્યો નાથને, તવ પૂછે ગોકુળ રાયરે.
કહો સદાશિવ આ કોણ છે, તમે દેખાડયો આ ઠામરે;
મહાદેવ કહે એ દાસ તમારો, વિપ્ર નરસિંહ નામરે.
ભકિત ઇચ્છે તમતણી, કીર્તન કરે ગુણ ગાયરે;
કરુણા કરો શ્રી કૃષ્ણજી, તવ બોલ્યા વૈકુંઠરાયરે.
હાથ ગ્રહી તમે તેડી લાવ્યા, સદાશિવ ભગવાનરે;
એ નરસૈયોં મે ભક્ત કીધો, ઓધવ વિદુર સમાનરે.
મસ્તક ઉપર હાથ મુકી, કહે શ્રી ગોપાળરે;
દુઃખ વેળા મને સંભારજે, હું ધાઇ આવિશ તત્કાળરે.
કરજે કીર્તન ભક્તિ મારિ, તરિશ ભવ સંસારરે;
આ દીઠી તેવી લીલા ગાજે, કેવળ રસ શણગારરે.
પછી રાસ મંડળ તણી રચના, દેખાડી તેણિવારરે;
નરસિંહ મેહેતા પ્રત્યે બોલ્યા, સ્વામી શ્રી ત્રિપુરારરે.
રખે લોકાચાર મનમાંહિ ગણુતો, મસ્તક સાટે ભક્તિરે;
રાધા કૃષ્ણનો વીહાર ગાજે, જુએ તેવી જુગ્તિરે.

મરણ પામ્યા પત્ની ને પુત્ર, મેહેતાનું ભાગ્યું ઘરસૂત્ર.
પતિવ્રતારે વહુ વિધવા થઇ, સુરસેના પછે એકલી રહી.
સ્ત્રી પુત્ર મરતે રોયારે લોક, મેહેતાને તલમાત્ર નહિં શોક.
ભલું થયુંરે ભાગો જંજાળ, સુખે ભજીશું શ્રીગોપાળ.
કુંવરબાઇ જ્યારે મોટી થઈ, આણું આવ્યું ત્યારે સાસરે ગઇ.
સસરો શ્રીરંગ મેહેતો નામ, મોટા ઘર કહાવે ને ભાયગવાન.
સાસરિયાને ઘણું ધન અભિમાન, વાંકી દ્રષ્ટે કરેરે સાન.
નણંદ જેઠાણી વાંકું ભણે, કુંવરબાઇને દુર્બળ ગણે.
આવોરે વૈષ્ણવની દીકરી, સાસરવેલ સહુ પાવન કરી.
કરે ચેષ્ટા સાસુ ગર્વે ભરી, કુંવરબાઇ નવ બોલે ફરી.
છે લઘુવેષ નાનો ભરથાર, તે નવ પ્રીછે કંઇ વિવેક વિચાર.
કુંવરબાઇને આવ્યું સીમંત, સાધર વાત ન પુછે કંથ.
રૂપ દેખીરે કંઈ વહુઅરતણું, સાસરીયાં મન હરખે ઘણું.
કહે મેહેતો છે હરીનો દાસ, મોસાળાંની શી કરવી આશ.
વહુનોરે ઓરીઓ વીતે ખરો, તો મોસાળુંરે કંઈ ઘેરથી કરો.
છે દુર્બળની પુત્રી રાંકડી, આચાર કરી બાંધો રાખડી.
ન કહાવ્યું પીયર ન કોઇને કહ્યું, પંચમાસીરે એળે ગયું.
રહ્યા સીમંતના થોડા દિન, થઇ ચિંતા કુંવરબાઇને મંન.
ઓશિયાળીરે દીસે દયામણી, વહુઅર આવી સાસુ ભણી.
બોલીરે અબળા નામી શીશ, રખે બાઇજી કરતાં રીસ.
આપણો ગોર પંડયો બોખલો, જુનાગઢ સુધી મોકલો.
મોકલો લખાવીને કંકોતરી, સાસું બોલ્યાં ગર્વે ભરી.

અંતરધ્યાન થયા એમ કહિને, ભોળા શંકર દેવરે;
પળ માત્રમાં નરસિંહને મુક્યો, જુનેગઢ તતખેવરે.
થઇ નરસૈયાંની નિર્મળ વાણી, કવિ શક્તિ ભક્તિ અપારરે;
રાધા કૃષ્ણ શું રંગ લાગ્યો, ગણ્યો તૃણાવત સંસારરે.
પછિ તાલવાતા ગીત ગાતા, પધાર્યા પુર માહેરે;
નરસિંહ મેહેતો જઇને નમિયો, ભાભિ કેરે પાયરે.
તમે ગોરાણી મેં પ્રમાણી, કહ્યું કઠણ વચનરે;
આ હરિહર મુજને મળ્યા, તે ભાભિ તમારૂં પુન્યરે.
પુન્ય તમારૂંને માત મારિ, મને મળ્યા પરિબ્રહ્મરે;
છે સાધવી સ્ત્રી મેહેતા તણી, તેણે માંડયો ગૃહસ્થાશ્રમરે.

કડવું ૩ જું.

મેહેતે માંડયારે ગૃહસ્થાશ્રમ, પતિવ્રતા ઘેર નારી પર્મ;
દામોદરની સેવા કરે, છાપા તિલકને માળા ધરે.
સાધુ વેરાગી વૈષ્ણવ સંગ, શંખ તાળને વાગે ચંગ;
ચોક માહીં તુળસીના વન, અહરનિશ થાએ કિર્તન.
નહીં ખેતી ઉદ્યમ વેપાર, હરિ ભક્ત મહેતો તદાકાર;
જે આવે તે વૈષ્ણવ જમે, ગુણગાઈ દાડા નિરગમે.
વિશ્વંભર પુરૂં પાડે અન્ન, વિશ્વાસ ઘણો મેહેતાને મન;
બે સંતાન આપ્યાં ગોપાળ, એક પુત્રિને એકજ બાળ.
સામળદાસ કુંવરનું નામ, તે પરણાવ્યો રૂડે ઠામ;
કુંવરબાઇ નામે દીકરી, પરણાવ્યાં રૂડા વીહીવા કરી.

મરણ પામ્યા પત્ની ને પુત્ર, મેહેતાનું ભાગ્યું ઘરસુત્ર.
પતિવ્રતારે વહુ વિધવા થઇ, સુરસેના પછે એકલી રહી.
સ્ત્રી પુત્ર મરતે રોયારે લોક, મેહેતાને તલમાત્ર નહિં શોક.
ભલું થયુંરે ભાગો જંજાળ, સુખે ભજીશું શ્રીગોપાળ.
કુંવરબાઇ જ્યારે મોટી થઈ, આણું આવ્યું ત્યારે સાસરે ગઇ.
સસરો શ્રીરંગ મેહેતો નામ, મોટાં ઘર કહાવે ને ભાયગવાન.
સાસરિયાને ઘણું ધન અભિમાન, વાંકી દષ્ટે કરેરે સાન.
નણંદ જેઠાણી વાંકું ભણે, કુંવરબાઇને દુર્બળ ગણે.
આવોરે વૈષ્ણવની દીકરી, સાસરવેલ સહુ પાવન કરી.
કરે ચેષ્ટા સાસુ ગર્વે ભરી, કુંવરબાઇ નવ બોલે ફરી.
છે લઘુવેષ નાનો ભરથાર, તે નવ પ્રીછે કંઇ વિવેક વિચાર.
કુંવરબાઇને આવ્યું સીમંત, સાધર વાત ન પુછે કંથ.
રુપ દેખીરે કંઈ વહુઅરતણું, સાસરીયાં મન હરખે ઘણું.
કહે મેહેતો છે હરીનો દાસ, મોસાળાંની શી કરવી આશ.
વહુનોરે ઓરીઓ વીતે ખરો, તો મોસાળુંરે કંઈ ઘેરથી કરો.
છે દુર્બળની પુત્રી રાંકડી, આચાર કરી બાંધો રાખડી.
ન કહાવ્યું પીયર ન કોઇને કહ્યું, પંચમાસીરે એળે ગયું.
રહ્યા સીમંતના થોડા દિન, થઇ ચિંતા કુંવરબાઇને મંન.
ઓશિયાળીરે દીસે દયામણી, વહુઅર આવી સાસુ ભણી.
બોલીરે અબળા નામી શીશ, રખે બાઇજી કરતાં રીસ.
આપણો ગોર પંડયો બોખલો, જુનાગઢ સુધી મોકલો.
મોકલો લખાવીને કંકોતરી, સાસુ બોલ્યાં ગર્વે ભરી.

વહુઅરરે તુંને ઘેલું લાગું, મા મોઇ એટલે મહિઅર ભાગું.
તાળ વજાડીને ગાતો ફરે, નાચી ખુંદીને ઉદર ભરે.
દારિદ્ર ઘરમાં ફેરા ફરે, તે મોસાળું કયાંથી કરે;
જે સગાંથી અરથ નવ સરે, તેને શું જાયે નોતરે.
મેહેતાને વ્હાલુંરે હરીનું નામ, જોવા મળશે આખું ગામ.
તમને પિતા મળવાનું હેત, અમોરે નાતમાં થઇએ ફજેત.
સસરો તમારો લાજેરે બઇ, શે અરથે આવે વેવાઇ.
કુંવરબાઇ તવ આંસુ ભરી, સાસુ પ્રત્યે બોલી ફરી.
બાઇજીરે બોલતાં શું ફગો, દુબળ પણ પોતાનો સગો.
ડાહ્યારે આવશે ને જાશે ફરી, તો એ મસે મળીશું પીતા દીકરી.
સાસુને મન કરૂણા થઇ, એકાંતે જઇ સ્વામીને વારતા કહી.
રહ્યા સીમંતના થોડા દહાડા, કુંવરવહુએ માંડયા રાડા.
લખી મોકલોરે વેવાઇને પત્ર, જેમ તેમ આવ્યા જોઇએ અત્ર.
શ્રીરંગ મેહેતો પરમ દયાળ, કાગળ એક લખ્યો તત્કાળ.
સ્વસ્તીશ્રી જુનાગઢ ગામ, હરીજન વૈષ્ણવનો વિશ્રામ.
નાગરી નાતતણા શણગાર, સાધુશિરોમણી પરમઉદાર.
ભકતનાયક વૈષ્ણવના ધણી, સદા કૃપા હોય કેશવતણી;
સર્વોપમાં જોગ કરૂણાધામ, મેહેતા શ્રીપાંચ નરસૈં નામ;
અહીં છે સરવે કુશળક્ષેમ, તમો પત્ર લખજો આણી પ્રેમ.
એક વધામણીનો સમાચાર, અમારા ભાયગતણો નહિ પાર.
કુંવરવહુને આવ્યું સીમંત, અમ ઉપર તુઠા ભગવંત.
છે માઘશુદ સપ્તમી ને રવિવાર, અમે મુહુર્ત લીધું નિરધાર.
તે દાહાડા ઉપર આવજો, સગાં મિત્ર સાથે લાવજો.
ન ધરશોરે મન આસંકા, તમે આવે પામશું લાખ ટંકા.

ઉજળો સગો આવે બારણે, તો સુનાનો મેરૂં કીજે વારણે.
જો મેહેતા નહિ આવો તમે, તો ખરેખરા દુભાઇશું હમે.
આપ્યોરે પત્ર ગોરના કરમાંય, પંડ્યો ખોખલો કીધોરે વિદાય.
કુંવરબાઇએ તેડયા રૂપિરાય, એકાંતે બેસીને લાગી પાય.
એ દહાડારે તમો પરોણા રહેજો, મેહેતાને સમજાવીને કહેજો.
સંપત હોય તો અહીં આવજો, ને મોસાળું સારૂં લાવજો.
કંઇ નામ થાય આ પૃથ્વી તળે, તો સાસરિયાનું મેણું ટળે.
જો આ અવસર સુનો જાશે, તો ભવનું મેણું મારે થાશે.
બોલ બાણ નણદી મારશે, શત્રુનું કામ દીયર સારશે.
રખે નાગરી નાતમાં કૌતુક થાય, તમારે માથેછે વૈકુંઠરાય.
પંડ્યો ખોખલો કીધોરે વીદાય, શીઘ્ર પહોંચ્યો જુનાગઢ માંય.

કડવું ૪ થું.

ખોખલે પંડયે પત્રજ આપ્યું, મેહેતાજીને હાથજી.
વધામણી કાગળમાં વાંચી, સમર્યા તે વૈકુંઠનાથજી.
મામેરૂં પુત્રીને કરવું, ઘરમાં નથી એક દામજી.
ત્રીકમજી ત્રેવડમાં રહેજો, દ્રવ્ય તણું છે કામજી.
ભોજન કરાવી દક્ષણા આપી, મેહેતાજી લાગ્યા પાયજી.
મોસાળું લેઇ અમેરે આવીશું, પંડયો કીધોરે વીદાયજી.
નરસૈ મેહેતે ઘેર તેડાવ્યા, સગા તે સાધુ સંતજી.
મોસાળું લઈ આપણે જાવુંછે, કુંવરબાઇનું સીમંતજી.
જૂની વેહેલને ધુંસરિ વાંકી, સાંગી તે સાલમાં ભાંગીજી.
કોના તળાવા ને કોની પિંજણિયો, બળદ આણ્યા બે માગીજી.
મેહેતાજી મામેરે ચાલ્યા, સમરયા તે શ્રીજુગદીશજી.

ત્રણ સખી સંઘાતે લીધી, વેરાગી દશ વીશજી.
દાબડી તાંબાની સંપુટ, તેમાં તે બાળમુકુંદજી,
કંઠે હાર કરી સોવડાવ્યા, શ્રી દામોદર નંદાનંદજી.
વેહેલની પુંઠે કોથળો બાંધ્યો, માંહે ભર્યાં વાજીત્રજી.
ગાંસડી એક ગોપીચંદનની છે, તુળશી કાષ્ટ પવિત્રજી.
મોસાળાની સામગ્રીમાં, તિલક ને તુળશી માળજી.
નરસૈંયાને નિર્ભય છે જે, ભોગવશે ગોપાળજી.
બળહીણા બળદિયા શું હીંડે, ઠેલે તે વૈષ્ણુવ સાથજી.
શોર પાડે ને ઢાળ ચઢાવે, જે જે વૈકુંઠનાથજી.
એક બળદ ગળિયો થઇ બેઠો, આખલો તાણી જાયજી.
પડયાને પુંછ ગ્રહીને ઉઠાડે, કૌતુક કોટીક થાયજી.
સાલે સાલ જૂજવાં દીસે, રથ તણાં બહુ વક્રજી.
સાંગીનો બહુ શોરજ ઉઠે, ચુંચું બોલે બે ચક્રજી.
ચડે બેસે ને વળી ઉતરે, લે રામકૃષ્ણનું નામજી.
મધ્યાને મેહેતા જઇ પહોંચ્યા, જોવા મળ્યું ઉના ગામજી.
શું જાણે વૈષ્ણુવનો મારગ, વિષયી પુરના લોકજી.
કોઇ પહોંચશે કુંવર વહુનાં, મામેરું છે રોકજી.
રોક મામેરું મહેતાજી લાવ્યા, વૈષ્ણુવની વિખ્યાતજી.
અકકેકી માળા આપશે તો, પહેરશે નાગરી નાતજી.

કડવું ૫ મું.

શ્રીરંગ મેહેતા આવ્યારે ધાઇ, ભાવે ભેટયા બેઉ વેવાઇ.
મળ્યો જમાઇ જમાઇનો ભ્રાત, મળ્યોરે સહુ નાગરનો સાથ.
કપટેરે ભેટીને આઘા ખસે, સામગ્રીરે જોઇ જોઇને હસે.

ઉતરવા ઘર આપ્યું એક, મચ્છર જુવા જીવ અનેક,
ખાડા ખઓચીયા વસમો ઠામ, ઉપર નળિયાનું નહિ નામ.
કોહીરે છાજ ને જુની વળી, ભીત દિસેરે જાણે ખેવડ વળી.
વેવાઇ ગયારે ઉતારો કરી, છે રસીલી ઘણી નાત નાગરી.
કુંવર વહુનો વૈષ્ણવ બાપ, દર્શન કરીને ખોઇયે પાપ.
મેહેતાને જોવા હરખે ભરી, ઘેરઘેરથી ચાલી સુંદરી.
મન વિનારે મેહેતાને નમે, સારૂં થયું જે આવ્યા તમે.
માંહોમાં એમ કહે નાગરી, મેહેતો દીઠે દીઠા હરી.
જુઓરે સાથ કેવો ફુટડો, પરમેશ્વર બાઇ એને ઢુંકડો.
કુંવરવહુનું ભાગું દુઃખ, એમ કહીને મરડે મુખ.
બળદ જુઓરે મેહેતજી તણા, બગાઇ શબ્દ કરે છે ઘણા.
મંડપમાં વગાડશે ચંગ, નાગરી નાતમાં રહેશે રંગ.
જુઓરે આ ગાંસડી લટકે, તાળ જોડરે બાંધ્યા પટકે,
આ જુઓ તુળસીકાષ્ટનો ભારો, હવે મામેરાનો શો ઉધારો.
છાબમાં તુળશી પત્ર મુકશે, ઉભો રહીને શંખ ફૂંકશે.
વેરાગીરે સહુ પુંઠે ગાશે, એટલે મોસાળું પુરૂં થાશે,
નાગરીઓરે એમ કૌતુક કરે, ટોળ કરીને પાછી ફરે.
કુંવરબાઇએ જાણી વાત, મોસાળું લઇ આવ્યા તાત.
ઉતાવળીરે મળવાને ઘસી, નણદી બોલ્યાં મરમે હસી.
આ શું પિના પુત્રીને હેત, હમેરે નાતમાં થઇએ ફજેત.
લજાવ્યુંરે સાત પેઢીનું નામ, સાથે વેરાગીનું શું હતું કામ.
શું મળવા ચાલ્યાં એકલાં, એ બાપથીરે નમાપા ભલાં.
મર્મ વચન એવા સાંભળી, કુંવરબાઇ બોલી પાછી વળી.
નણદીરે મત્સર છે આવડો, પાછળથીરે બાઇ શું બડબડો.

સુખી પિતા હોય પુત્રીતણો, તે દીકરીને લાભજ ઘણો.
જેનો પિતા લખેશ્વરી કહાવે, તે મારે કંઇ અરથ ન આવે.
રાંક પિતા આવ્યો મુજ ઘેર, એક કાપડું રે સુનાંનો મેર.
તમારે મન માને તે કહો, જેવો તેવો તાત મારો જીવતો રહો.
મર્મ વચન નણદીને કહી, ને પિતા પાસે પુત્રી ગઇ.
દુર થકી દીઠી દીકરી, મેહેતાએ સમર્યા શ્રીહરિ.
અન્યો અન્ય બેકે આંસું ભરી, ભાવે ભેટયા પિતા દીકરી.
મેહેતે મુસ્તક મુકયો હાથ, પાસે બેસાડીને પુછી વાત.
કહો કુંવરબાઇ કુશળ ક્ષેમ, સાસરિયાં કેવો રાખે પ્રેમ.
રૂડો દિવસ આવ્યો દીકરી, તો મોસાળું કરશે શ્રીહરી.
કુંવરબાઇ બોલી વિનતી, સામગ્રી કંઇ દીસતી નથી.
કેમ કરી નાતમાં રહેશે લાજ, ધન વિના આવ્યા શે કાજ.
નિરમાલ નિરધનનો અવતાર, નિરધનનું જીવ્યું ધિકાર.
નિરધનને સહુ ઘેલો ગણે, કોઇ નવ રાખે ઉભો આંગણે.
લોક બોલાવે દુર્બળ કહી, એથી માઠું બીજું નહી.
પિતા કંઇ ન કર્યો ઉદ્યમ, આ અવસર સચવાશે કેમ.
નથી લાવ્યા રે તાત નાડાછડી, નહિ રે મોડ કુંકાની પડી.
નહિ માટલી નહિ ચોળી ઘાટ, એમ શું આવ્યા બારેવાટ.
કેમ કરી લજ્જા રહેશે તાત, હું સેં ન મોઇ મુજ મરતે માત.
ગોળ વિના મોળો કંસાર, મા વિના સુનો સંસાર.
જે દીકરીની મા ગઇ મરી, બાપની સગાઇ સાથે ઉતરી.
જેવું આથમતા રવિનું તેજ, મા વિના તેવું બાપનું હેત.
સુરભી મરતાં જેવું વચ્છ, જળ વિના જેમ તલપે મચ્છ.
ટોળાં વિછુટી જેમ મૃગલી, મા વિના પુત્રી એકલી.

લવણ વિના જેમ ફીકું અન્ન, ભાવ વિના જેવું ભોજન.
કીકી વિના જેવું લોચન, મા વિના તેવું બાપનું મન.
ઘડો ભાંજે ને રઝળે ઠીકરી, મા વિના તેવી દીકરી.
શું કરવા આવ્યા આ ઠામ, સાથે વેરાગીનું શું હતું કામ.
શંખ તાળ માળા ને ચંગ, એ મોસાળું કરવાના ઢંગ.
પિતાજી જાઓ પાછા ફરી, એમ કહીને રોઇ દીકરી.
મેહેતે મસ્તક મુકયો હાથ, મોસાળું કરશે વૈકુંઠનાથ.
પેહેરામણી જોઇએ જેટલી, આસામી લખી લાવો તેટલી.
લખજોરે સાસરિયાં સમસ્ત, વિસરશો મા એકે વસ્ત,
એવાં વચન પિતાના સુણી, વહુઅર આવી સાસુ ભણી.
મારા પિતાએ મોકલી હું, લખાવો કાગળ જોઇએ શું.
મુખ મરડીને બોલ્યાં સાસુ, કાગળ શું ચિતરાવો ફાંસુ.
ઉભો રહીને શંખ ફુંકશે, છાબમાં તુળશીપત્ર મુકશે.
વેરાગી સહુ પુઠે ગાસે, એટલે મોસાળું પુરૂં થાશે.

કડવું ૬ ઠું.

વડસાસુ ઘણું ભારે માણસ, બોલ્યાં તે મર્મ વચન વહુજી.
વડી વહુઅર તમે કાંઇ નવ જાણો, મેહેતાજી વૈષ્ણવ જન વહુજી.
જેને સ્નેહ શામળીયા સાથે, તેને તે શાની ખોટ વહુજી.
પેરામણી મનગમતી માંગો, કરોની નાગરી ગોઠ વહુજી.
કાગળ લઇ કુંવર બાઇને આપ્યો, લખો લખાવું જેમ વહુજી.
રૂડો વેવાઇ આંગણે આવે, તો કોડ ન પોંચે કેમ વહુજી.
લખો પાંચશેર કુંકાં જોઇશે, શ્રીફળ લખો સેંસાત વહુજી.
વીશમણ વાંકડિયાં સોપારી, મળશે તે મોટી નાત વહુજી.

પાંચ વસ્ત્રના પચવિશ વાઘા, ચાર ચોકડી તાસ વહુજી.
લખો પીછોડી પંદર કુંડી, પટોળી પંચાસ વહુજી.
સાઠેક મુગટા ને સોએક સણિયાં, ચીર લખો ચાળીશ વહુજી.
ધોતિયાં બ્રાહ્મણને જોઇશે, લખોની કુંડી ત્રીશ વહુજી.
જરકસીની સાડી રેશમી, લખો તે કુંડી બાર વહુજી.
સાડી સાદીયો લખો ત્રણસેં, છાયલ લખો સેંચાર વહુજી.
ઘરસાડી લખો દશવિશ કુંડી, સોળ કુંડી લખો ઘાટ વહુજી.
છીંટ મોરવી ટુકડી સોએક, નવ કુંડી લખો નેટ વહુજી.
મશરૂ ગજીઆણી દરીયાઇ, લખો થાન પંચાસ વહુજી.
હજાર બારસેં લખો કાપડાં, લોક કરે બહુ આશ વહુજી.
સોળસેં લખો સેલાંસાળુ, તેલ પાનનો શો આંક વહુજી.
એ આસરા પડતું અમોએ લખાવ્યું, બાપ તમારો રાંક વહુજી.
તમને સોળ શણગાર પહેરાવે, બાપ લડાવે લાડ વહુજી.
ઘટે જમાઇને સુનાની સાંકળી, તેમાં તે અમને શો પાડ વહુજી.
સહસ્ત્ર મહોર સુનાની રોકડી, કહેતાં પામુ ક્ષોભ વહુજી.
અમે ઘરડાં થઇ ઘટીત લખાવ્યું, ના ઘટે ઝાઝો લોભ વહુજી.
એ લખ્યાંથી અદકું કરો તો, તમારા ઘરની લાજ વહુજી.
મુખ મરડીને નણદી બોલ્યાં, સિદ્ધ થયા સહુ કાજ માજી.
વળી લખાવો બે પહાણજ મોટા, મેહેતાથી અપાય માજી.
ડોસી કહે શું શોર કરોછો, લખવામાં શું જાય એની.

કડવું ૭ મું.

ડોસીએ દાટ વાળ્યોરે.
વડસાસુ વેરણ થઇ મારી, હરખ હઇયાંનો ટાળ્યોરે, ડોસીએ.
ચોડારે બોલી ને મીંઠા વચની, હીંડે હરીગુણ ગાતીરે,

પરમારથી થઇ પત્ર લખાવ્યું, મનમાં મોટી ક્રાંતીરે, ડોસીએ.
કાગળ લઇ કુંવર બાઈ ચાલ્યા, પીતાજી પાસેરે,
વડસાસુએ વીપરીત લખાવ્યું, હવે મારા તાત શું થાશેરે, ડોસીએ.
લખેશ્વરીથી ના પડે પુરૂં, એટલું લખાવ્યું રે,
સાધુ પિતાને દુઃખ દેવા મારૂ સીમંત શાને આવ્યું રે, ડોસીએ.
સહસ્ત્ર મોહર સુનાની રોકડી, વસ્ત્ર તણું નહિ લેખું રે,
પિતાજી તમારી પાસે કોડી એક ન દેખું રે, ડોસીએ.
પીતાજી તમે ઘેર પધારો, અહિં રહે ઇજત જાશેરે,
રાત દીવસ મ્હારે મ્હેણું થાશે, તો એ દુઃખ કેમ સ્હેવાશેરે. ડોસીએ.
મેહેતાજી કહે પુત્રી મારી, તમે રહો વિશ્વાસેરે,
ડોસીએ સારૂં કીધું રે, મારૂં સાધન કરવા દીધું રે,
ડોસીએ સારૂં કીધું રે.
સામળિયો અવસર નહીં ભુલે, તું કાં આંસુડાં ઢાળેરે,
દામોદર નથી દોહીલો, તેતો કરજ કોડીનું ન કાડેરે, ડોસીએ.
કુંવરબાઇ તમે ઘેર પધારો આપણું શું જાશેરે,
જો મામેરૂં હરી નહિ કરે તો, વ્હાલાને ઉપહાસ થાશેરે, ડોસીએ.
પાંચાળીના પટકુળ પુરર્યાં નવસેં ને નવાણું રે,
તે રીતે મામેરૂં કરસે, તું થાત્રા દેની વહાણું રે, ડોસીએ.
વિશ્વાસ રૂદેમાં રાખો પુત્રી, છે વૈષ્ણવની બાળરે,
આપણું પ્રતિપાલન કરશે, ત્રિભુવન ધણી ગોપાળરે, ડોસીએ.
હઇએ હેત દિકરીને આવ્યું, સુણી તાતની વાણીરે,
કુંવરબાઇ પછી મંદિર પધાર્યાં, વિશ્વાસ રૂદેમાં આણીરે. ડોસીએ.

ઢાળ.

વીતીરે રજની કીર્તન કરતાં, થયો પ્રાતઃકાળરે,
આ કુંવરબાઇ કહે તાતને, કરો મોસાળાંની ચાલરે.
મેહેતો કહે સુણ પુત્રી મારી, સગાંને તેડાં કરો,
આ વિશ્વાસ આણી મંડપ માંહિ, ઠાલી છાબ આણી ધરો.
કુંવરબાઇ કહે તાતજી, મને કેમ આવે વિશ્વાસરે,
આ ઠાલી છાબ હું કેમ ધરૂં, થાય લોકમાં ઉપહાસરે.
મેહેતાજી કહે પુત્રી મારી, છો વૈષ્ણવની દીકરી,
આ તારે મારે ચિંતા શાની, મોસાળું કરશે શ્રીહરિ.
એવાં વચન સુણી તાતનાં, સાસુ કને આવી વહુ,
મારા પિતા મોસાળું કરે છે, બાઇ સગાં મિત્ર તેડો સહુ.
ખોખલે પંડયે તેડાં કીધાં, મળ્યું આખું ગામરે,
આ વેવાઇઓ આણીપેર વદે, મેહેતો મુકી જાશે મામરે.
મંડપમાં મેહેતાજી આવ્યા, હથમાં ગ્રહીને તાળરે,
આ નાગર સહુ ઉભા થઇ, કહે મેહેતાને જેગોપાળરે.
મંગાવી એક છાબ ઠાલી, મંડપમાં આણી ધરી,
આ મેહેતાજીએ શંખ ફુંકયો, વિનતી શ્રીહરીની કરી.

કડવું ૧૧ મું.

મેહેતાજી વગાડેરે શંખ, સમર્યા વનમાળી,
લાગી હસવા ચારો વર્ણ, માંહોમાંહી દે તાળી.
મોસાળું કરવાના ઢંગ, વેવાઇએ માંડયા,
કંઈ નાગરના વહેવાર, તે સરવે છાંડયા.
જુઓ છાપાં તિલક ને તાળ, તુળશીની માળા,

નરસૈયો કરશે નૃત્ય, ગાશે ટોપીવાળા.
જોવા મળી નાગરી નાત, બહુ ટોળે ટોળાં,
મુખ મરડી કરતાં વાત, આપશે ઘરચોળાં.
બહુ નાની મોટી નાર, મંડપમાં મળી,
કરે વાંકી છાની વાત, સાકરથી ગળી.
મેહેતાને કરે જેશ્રીકૃષ્ણ, હસી પરું જોતી,
છે અધર લળકતાં સાર, વેસરનાં મોતી.
કોઇએ સજ્યા સોળ શણુગાર, ચરણા ને ચોળી,
કોઇ જોબન માતી નાર, કરે બહુ ઠીઠોળી.
કોઇને કાને ત્રોટિ જડાવ, ગળસ્થળ ચળકે છે,
કોઇને જડાવ ચુડલો હાથ, કાંકણ ખળકે છે.
કોઇ હોડે ચીર, સણગટ વાળે છે,
કોઇ અણિઆળે લોચન, કટાક્ષે ભાળે છે.
કોઇ છુટે અંબોડે નાર, વેણી લાંબી છે,
કોઇને ઝાંઝર ઝમકે પાય, કલ્લાં કાંબી છે.
કોઇએ કેશર તિલક વિશાળ, કીધાં છે,
કોઇ એ રમવા સરખાં બાળ, કેડે લીધાં છે.
કોઇ જોવા ઠાલી છાબ, અબળા ઉઠે છે,
કોઇ વહુઆરૂ આગળ, નણુદી પુડે છે.
કોઇ શીખવી બોલાવે બાળ, વારી રાખે છે,
કોઇ વાંકાબોલી નાર, વાંકું ભાખે છે.
બાઇ કુંવરવહુનો બાપ, કરશે મામેરૂં,
હું તો પ્હેરીશ પટોળી સાર, સાડી નહિ પહેરૂં.

વૈષ્ણવને શાની ખોટ, કંઠે માળા છે,
એને વેહેવારીયાં દશવીસ, ટોપીવાળા છે.
બાઇ કુંવર વહુ ધન્ય ધન્ય, પિયર પનોતી છે,
એના બાપે વગાડયો શંખ, સાધર ન્હોચી છે.
એમ વાંકાં વેણ વિપરીત, બોલે સહુ ઉપહાસે,
સુકા છાબમાં ભારે પહાણ વાયે ઉડી જાશે.
સુકયો દીકરીએ નિશ્વાસ, આવી પિતા પાસે,
મેહેતાએ કીધી સાન, બાઇ રહે વિશ્વાસે.

કડવું ૧૨ મું.

ઠાલીરે છાબમાં કાગળ ધરી, નરસૈ મેહેતે સમર્યા હરી.
વૈરાગીરે સહુ પુઠે ગાય, નાગરને મન કૌતુક થાય.
વાંકાં વચન બોલ્યે વેદિયા, મેહેતારે માધવસું ભેદિયા-
જુઓરે છાબ ને સુકો શોર, ઓ દિસે કમખાની કોર.
તે બોલ અંતર નવ ધરે, મેહેતો સ્તુતિ માધવની કરે.
જય દામોદર બાળમુકુંદ, નરકનિવારણ નંદનાનંદ.
વિશ્વેશ્વર વૃંદાવનચંદ, દેવકીનંદન આનંદકંદ.
ગોપીનાથ ગોવિંદ ગોપાળ, છો દિનબંધુ દિનદયાળ.
હું સેવકની લેજો સંભાળ, મોસાળાની કરજો ચાલ.
વદન કીર્તન હાથે તાળ, નાત નાગરી બોલે આળ.
છે દોહલો ઘણો લોકાચાર, લજ્જા રાખજો આણીવાર.
મારો શેઠ તું નંદકુમાર, શું કરશે પાપી સંસાર.
તમે પ્રતિપાળ પોતાના દાસ, તે માટે મુજને વિશ્વાસ.
અંબરીષનો નિવાર્યો ત્રાસ, તમે ભોગવ્યારે પ્રભુ ગર્ભવાસ.

પ્રથમ લીધો મચ્છાઅવતાર, શંખાસુર કીધો સંહાર.
કમઠ રૂપ ધર્યું મોરાર, ચૌદ રત્ન કાઢયાં સમુદ્ર બહાર.
માર્યો હિરણ્યાક્ષ મહા પાપી, ધરણી સ્થિર કરી સ્થાપી.
અજામેલ નામે મહા પાપી, પુત્રને નામે પદવી આપી.
પ્રલ્હાદનીરે પ્રભુ વારે ધસ્યા, લક્ષ્મીવર લાકડમાં વસ્યા.
ધ્રુવનો જન્મ મરણ ભય હર્યો, અવિચળ પોતા સરખો કર્યો.
પોપટ ભણાવતી ગુણકા તરી, વિમાને બેસી ગઇ વૈકુંઠપુરી.
તમે ઉચ્છીષ્ટ આરોગ્યા બદરી, તો પરમગતિ પામી શવરી.
સહજ ચરણ નમાવ્યું શીશ, વિભીષણ કીધો લંકાધીશ.
કુટુંબ સહીત તાર્યો માછી, નવ તે પામ્યો પીડા પાછી.
છો દોહલી વેળાના સાથી, તમે ગ્રાહથી મુકાવ્યો હાથી.
બટુક વેષ થયા વામન, જાતું રાખ્યું ઇંદ્રાસન.
પ્રભુ પાંચાળીનું દુઃખ જાણ્યું, પુર્યાં પટકુળ નવસેં નવાણું.
કૌરવથી જીતાડયો પાર્થ, કુરૂક્ષેત્રમાં હાંકયો રથ.
રૂકમાંગદ તાર્યો સંસાર, હરિશ્ચંદ્રની કીધી વાર.
શંખ પુજતો રાજકુમાર, ચંદ્રહાસ રાખ્યો ત્રણવાર.
સુધન્વાને બળતો રાખ્યો, જો પિતાએ કઢામાં નાખ્યો.
વેહેરતાં નત્ર રોયો રજ, પરમ મુકતી પામ્યો મુરધ્વજ.
ખાંડવ વન ખંગ લીધાં રાખી, ગજ ઘંટા તે ઉપર નાંખી.
વિદુરની આરોગ્યા ભાજી, તેની પ્રીતે તમે થયા રાજી.
સુદામાના લીધા તાંદુલ, આપ્યું દાન અંતરિક્ષ અમૂલ.
મદ મઘવાના મનનો હર્યો, લીલાએ ગોવર્ધન ધર્યો,
દાવાનળ પીધો વનમાંય, બળતાં ઉગાર્યાં ગોપી ને ગાય.

કુબજાની લીધી અરચા, તમે લોકતણી સહી ચરચા.
અનાથ બંધુ દિનદયાળ, હું સેવકની લેજો સંભાળ.
તમે છો દામોદર દક્ષ, હું સરખા સેવક છે લક્ષ.
મારે એક તમારી પક્ષ, પરમેશ્વર થાજો પ્રત્યક્ષ.
મારે માંથે ઉગ્યાં દુખનાં ઝાડ, તમે મને લડાવ્યા લાડ.
છે ધનવંત નાગરની નાત, દુર્બળમાં મારી એક જાત.
જો ભુખે દમાય તેત્રીસ ક્રોડ, તો કલ્પવૃક્ષને લાગે ખોડ.
જો શોભા વૈષ્ણવની ગઇ. તો કળા તમારી ઝાંખી થઇ.
મને સગાં થઇ વળગ્યાં જમ, તો તુને નિંદ્રા આવે કયમ.
સગાં સહુ બેસાડયાં આણી, પુત્રીના કરમાં પિંગાણી.
છે કુંકાવહોણી કુંકાંવટી, કુંવરીને થાયે ચટપટી.
મધ્યાન્હ ઉપર થઇ બે ઘડી, વેહેલો થારે વેળા વટી.
છે કુંવરબાઇ તમારે આશરે, હું દુર્બળથી કાંઇ નવ સરે.
શું સુતો વૃંદાવન માંય, શું રાધાજી ચાંપે પાય.
લલિતા વિશાખા ચંદ્રાવળી, નૌતમ નાર કો તુજને મળી.
લંપટને વ્હાલી સુંદરી, તે માટે ભકત ગયો .વીસરી.
જાગ જાગરે જાદવપતિ, સાંભળ સેવકની વિનતી.
કબીરને તમે કરૂણા કરી, સમરે દર્શન દીધું હરી.
ભકત એક દામોદરજી, તેનું પય પીધું હરજી.
ત્રિલોચનનું મહાદુઃખ હર્યું, સેવક થઇને પાણી ભર્યું.
સેના માટે નાપિક થયા, વતું કરવા વિઠલ ગયા.
હું તમને નવ સંભારતો, લાવતો ઘાસ મહિષી ચારતો.
ને જાણતો ધોળાપર કાળો, અને ભાભીએ કીધો ગોવાળો.

સદાશિવે મને કીધો દાસ, દેખાડયો મને અખંડ રાસ.
જોયા તારા વિવિધ વિલાસ, તેવો મેં કીધો અભ્યાસ.
નાગરી નાત કરે ઉપહાસ, છે મુજને તારો વિશ્વાસ.
જેને બોલાવીએં પોતાનો કહી, તેને ત્રિકમ તજીએં નહી.
ખીચડો જમાડવા આવ્યા અવિનાશ, હું માટે કીધા પંચગ્રાસ.
મધરાતે મને તરસ્યો જાણી, ઝારી ભરીને પાયું પાણી.
મને સાચો કીધો કોટીવાર, હુંડી સ્વીકારી શ્રીગોપાળ.
તે રીતે મોસાળું કરો, ઠાલી છાબ સુનૈએ ભરો.
જો નહિ આવો સુંદરશ્યામ, તો છે નાગર સાથે કામ.

કડવું ૧૩ મું.

ભક્ત નરસૈયો દોહિલો જાણીરે, ઉઠી ધાયા તે પુરૂષ પુરાણીરે.
થયા શેઠ તે સારંગપાણીરે, સાથે લક્ષ્મી થયાં શેઠાણીરે.
નંદ સુનંદ ગરૂડ છે સાથેરે, વસ્ત્ર ગાંસડા તેને માથેરે.
રથે બેઠા તે શ્રીગોપાળરે, ઘોરીને ધમકે તે ઘુઘરમાળરે.
લોકે ઓળખ્યા નહિ જુગદીશરે, સાથે વાણોતર દશ વીશરે.
સહુ જોઇને વિસ્મય થાયરે, પ્રભુ આવ્યા તે મંડપમાયરે.
છડીદાર તે વાટ મુકાવેરે, નાગરી નાત જોવાને આવેરે.
આ વેહેવારિયો કોણ આવ્યોરે, સાથે ગાંસડા શેના લાવ્યોરે.
કોઇ ન જાણે ત્રિભુવન ભુપરે, વીઠલે લીધું વણિકનું રૂપરે.
પ્રભુ રથેથી ઉતરીઆરે, હરી સભામાં સંચરિઆરે,
ખટદર્શને ખોળ્યો ન લાધેરે, જેને ઉમિયાપતિ આરાધેરે.
ન જડે જ્ઞાન ધ્યાન બહુ જોગેરે, હરિ હીંડે તે પાળા પાએરે.
ચૌદ લોકતણો મહારાજરે, મેહેતા માટે થયા અજાજરે.

શોભે વાગો તે કેશર છાંટેરે, બાંધી પાઘડી અવળે આંટે રે.
કાને કુંડળ હીરે જડિયાંરે, નેત્રપત્ર તે શ્રવણે અડિયારે.
એક લેખણ કાને ખોસીરે, ધરયું નામ દામોદર દોસીરે.
ઝીણા જામાને પટકા ભારેરે, હરિ હળવે સભામાં સીધારેરે.
સાદી પીછોડી હોડી નાથેરે, બેહુ છેડા ગ્રહ્યાછે હાથે રે.
વેડ વીંટી તે કર આંગળીએરે, સાદાં મોજાં પેહેરયાં સામળીએરે.
ઘણા વાણોતર છે સાથેરે, કોણે ઝોળો ગ્રહયો છે હાથે રે.
સેવક સેવામાં સજરે, ઓધવજીના હાથમાં ગજ રે.
પ્રભુ પુઠે તે કમલા રાણીરે, સભા મોહી જોઈ શેઠાણીરે.
ઉતરયાં નાગરીનાં અભિમાનરે, જાણે ઉગ્યા તે કોટિક ભાણરે.
ભલું ભાળ ભ્રમર રૂડી રાજેરે, રત્ન જડિત્ર રાખડી છાજેરે.
વિશાળ લોચન ચંચળ ચાલેરે, કે શું ખંજન પડિયાં જાળેરે.
છે અધરબિંબ પરવાળીરે, મસ્તક ઉપર વેણ વિશાળીરે.
બાજુબંધ ગળુબધ માળરે, નવસેરો હાર ઝાકઝમાળરે.
કટી ધમકે ક્ષુદ્ર ઘંટાળી રે, નાકે શોભતી વેસરવાળીરે.
ઝમકે ઝાંઝર ઉજવળ પાએરે, અણવટ વિછુવા તે બહુ વાગેરે.
જડાવ ચુડલો કર ખળકાવેરે, માયા મેહેતી રૂપે આવે રે.
પહેરી પચરંગી પટોળીરે, જુએ નયણાં તે ધોળી ધોળીરે.
મોહી રૂભા અંબાને નિરખીરે, દેવી દિસે તે વાણિએણ સરખીરે.
લલિતા વિશાખા બે ખવાશીરે, છે ભકિત મુકિત ચારે દાસીરે.
આવ્યા સજોડે દેવાધિ દેવરે, મેહેતે હરિ ઓળખ્યા તતખેવ રે.
ભલે આવ્યા શેઠ શામળિયારે, મેહેતાજીને માધવ મળીઆરે.
મળતાં બોલ્યા તે સુંદર શામરે, મારૂં પ્રગટ ન લેશો નામરે.

રખે વાત અમારી ચરચોરે, તમારે જે જોઇયે તે ખરચો રે.
પુરો કુંવરબાઇના કોડરે, એમ કહીને બેઠા રણછોડરે.
પછે સભા સહુ સાંભળતારે, હરિ વચન બોલ્યા એમ વળતારે.
જાઓ શેઠાણી દુખ કાપોરે, કુંવરબાઇને રૂદિયાંસું ચાંપોરે.
એવું કહેતામાં કમળા હીંડયાંરે, કુંવરબાઇને રૂદિયાસું ભીડયાંરે.
મારી મીઠી ન ભરશો આંસુરે, કયાં છે તેડો તમારી સાસુરે.
મળી નાગરિયો સેં બેચારરે, જોઇ રૂપ મેલ્યો અહંકારરે.
વેવાણ કમળાને પુછેરે, મેહેતા સાથે તે સગપણ શું છેરે.
કોકીલા સરખી વાણીરે, ત્યારે હસીને બોલ્યા શેઠાણીરે.
વેવાણ તમે નવ જાણીયાંરે, મેહેતા બ્રાહ્મણને અમે વાણિઆરે.
વેપાર કાપડનો કીજેરે, ધન મેહેતાજીનાં લીજેરે.
વેપાર કાપડનો ઘેર કોઠીરે, ઓથ નરસૈઆંની મોટીરે.
અમે આવ્યાં મોસાળું કરવારે, ઠાલી છાબ સુનૈયે ભરવારે.
મેહેતાજીએ વસ્ત્ર મંગાવ્યાંરે, અમે લખ્યા પ્રમાણે લાવ્યાંરે.
એમ કહીને બેઠાં શેઠાણીરે, સહુ નાગરી શ્વાસે ભરાણીરે.
તેડયા શ્રીરંગ મેહેતા વેવાઇરે, ભાવે ભેટયા તે શ્રીજદુરાઇરે.
ત્યારે વિસ્મે થયા સહુ નાગરરે, છાબ ભરી તે કરૂણા સાગરરે.
મેહેતાને કહે વનમાળીરે, કરો પહેરામણી સંભાળીરે.

કડવું ૧૪ મું.

મેહેતે તેડાવી દીકરી, આ જુઓરે છાબ સુનૈયે ભરી.
પેહરાવો સહુ નાત નાગરી, આવો સમય નહિ આવે ફરી.
કુંકાવટી કરમાંહે ધરી,સાસુપાસે વહુ સાંચરી.
હાસ્ય કરી ગરવે ઉચરી, બાઇજી વસ્ત્ર આપો વ્હેંચી કરી.

વૈષ્ણવ કહીને દેતાં ગાળ, એ મોસાળું શું કરશે કપાળ.
જુઓ કમાઇ ડોસા દુર્બળ તણી, જીવે છે ગુણ હરીના ભણી.
જો લખ્યાથી આશા હોય ઘણી, તો માગી લેજો બાઇ પેહરામણી.
સાંભળી કુંવર વહુની વાણી, તેડયાં સાસુએ ગોર ગોરાણી.
પુજ્યા પાય કરમા પિંગાણી, આઠ વસ્ત્ર પેહરાવ્યાં આણી.
પૂછે નાગરની ભીડ ઘણી ભાળી, પીછોડીની પલવટ વાળી.
છાબ પાસે બેઠા વનમાળી, છોડે ગાંઠ આપે વસ્ત્ર ટાળી.
મેહેતાજી કહે લો દીકરી, આ સસરાને આપો પામરી.
ઘડી જરકસી વાઘાની કરી, હેમ સાંકળી ઉપ્રર ધરી.
તે વરના મુખ આગળ ધરો, નીચું જોઇને પાછા ફરો.
પેહેરામણી મનગમતી કરો, રખે ડગલું પાછું ભરો.
સજોડે તેડયાં જેઠ જેઠાણી, આઠે વસ્ત્ર ત્યાં આપ્યાં આણી.
એમ પુજ્યા દિયર દેરાણી, ખુશટિયો તવ બોલ્યો વાણી.
જ્યાં નરસૈયો ત્યાં નવનીધ, દીયરિયો બેઠો હઠ કીધ.
પાંચ મહોર સુનાની લીધી, પછી પેહેરામણી ચાલતી કીધી.
નણદીયે પેહેરામણી અટકાવી, કુંવરબાઇ પિતા કને આવી.
બે તોલાની રાખડી લાવી, દશ તોલા સુનું આપી સમજાવી.
આપ્યા સાસુને સોળે શણગાર, પેહરાવી કીધો નમસ્કાર.
તવ કોપ્યાં વડસાસુ અપાર, સર્વ કુટુંબને કીધો તિરસ્કાર.

કડવું ૧૫ મું.

વઢીરે વેવણ રિસાવ્યાં જાણી, લક્ષ્મીજી પાસે આવ્યાંજી.
ભારે ખિરોદક ખાંધે મુકી, ડોસી તે તરત મનાવ્યાંજી.
જેજેકાર થયો મંડપમાં, ગીત ગાયે સહુ રામાજી.

મોસાળું તે મેહેતાજીનું, બીજાં તે સરવે ભામાજી.
પોતે પોતાના સગાં તેડાવ્યાં, જેની જ્યાં સગવડજી.
મનવાંચ્છીત પેહરામણી દેખી, માંડી તે તેડા તેડજી.
ઘેર ઘેર વાત કરે સહુ નાગર, મેહેતો કરે મામેરૂંજી.
વિચાર કરતી અબળા ધાએ, મનગમતી સાડી પ્હેરૂંજી.
ચાર વરણ સહુ ચરણે ચાલી, આવી મંડપમાં માહ્યજી.
પલવટ વાળી શ્રીવનમાળી, તત્ક્ષણ આવ્યા ત્યાંયજી.
મેહેતાજી તાળ વજાડે, ગાય વેરાગી ગીતજી.
શિખવે સાસુ કુંવર વહુને, પેહરામણીની રીતજી.
શ્રીરંગધરને શામળ મહેતો, પામ્યા ધોળાં શેલાંજી.
હેમજી ખેમજી મેહેતાજીને, દશેક ખાંધે મેલ્યાંજી.
કમાયા કોઇ પામરી પટકા, નામ ન જાએ ગણ્યાંજી.
કોને મુગટા કોને પીતાંબર, કોને સેલાં સળિઆંજી.
મગીયાં દોરિયા અસાવળી કોને, સેલાં પટુ શાલજી.
ગુચ્છ પેચ પાઘડીયો તોરા, દીસે ઝાક ઝમાળજી.
પાયજામા નીમા ને જામા, પીછોડી બાળાબંધજી,
વસ્ત્ર તણો વરસાદજ વરસ્યો, જ્યાં દોસી કરૂણાસિંધુજી.
શુરમા ડગલા કોને કોરાં, વેડ વીટીએ છાપજી.
દુગદુગી માળા ને માદલિઆં, આપ્યાં તે મોતી અમાપજી.
કોને કંદોરાને કોને દોરા, કોને સાંકળી સોહેજી.
કનક કડાને કોને પ્હોંચી, દેખીને મન મોહેજી.
પહેરામણી પુરૂષોને પહોંચી, તેડયો અબળા સાથજી.
પીયળ કાઢીને ખાંધે મુકયાં, પટકુળ નાના ભાતજી.

ગંગાવહુને ગજિયાણી સાડી, સુંદર વહુને સાળુજી.
ગોરે અંગે સધળું શોભે, માહે કાપડું કાળુંજી.
છબિલિ વહુને છાયલ ભારે, ભાત તે રાતી ધોળીજી.
કોડવહુને કલઘેર આપી, પ્રેમવહુને પટોળીજી.
રામકુંવરને કૃષ્ણકુંવરને, આપ્યા તે ભારે ધાટજી.
છેલવહુને છીંટજ આપી, નહાની વહુને નેટજી.
પાનવહુને પીતાંબર પહેરાવ્યાં, તાકે બચીબાઇજી.
રૂપકુંવરને રાતો સાળુ, દેવકુંવરને દરિયાઇજી.
શ્યામકુંવરને સુનેરી સાળુ, સખરવહુ ધરચોળુંજી.
લક્ષ્મીવહુને લાછાવહુને લાલવહુને પટોળુંજી.
જશમાદે જશોદા જીત્રી, જમના જાનકીવહુજી.
ચરણા ચોળીને ધરસાડી, પેહરીને ઉભાં સહુજી.
માનબાઇને વેલવહુને, રંભાવતીને રૈયાંજી.
જુનાં કાઢીને નવાં પહેરાવ્યાં, હેઠાં મુકી મુકી છૈયાંજી.
ત્રાબની પાસે છબીલો બેઠો, જે જોઇએ તે આપેજી.
મસરૂ ગજિયાં ને ગજીયાંણી, ગજ ભરીને કાપેજી.
પાટ પીતાંબર અતલસ અંબર. ચોળેરા ને ચીરજી.
શોભે સુંદર ભાત નવરંગી, પૂતળિયોને કીરજી.
સાડી જરકસીની ઓઢણી, ચળકે સુંદર જોરજી.
કેસર છાંટયાં ધોળા સાળુ, ફરતી કસબી કોરજી.
ચંદ્રકળાને મોરવી શોભે, દરિયાઇમાં દોરજી.
અતલસ પંચપટા આભૂપણ, સુનાં રૂપાંની મહોરજી.
કોને અકોટીને કોને ટોટિ, ગળુબંધ બાહુ મુલજી.

કોને ભમરી કોને સેંથો, તરસટીઆં શીશ ફુલજી.
કોઇ મેહેતા પાસે માળા માગે, ઉભી રહી કરજોડીજી.
કેટલીએક પોતાનાં બાળક, મેહેતા આગળ ઓડેજી.

કડવું ૧૬ મું.

કોડ પ્હોંચ્યા કુંવરવહુના, ભાગ્યું ભવનું મ્હેણુંજી.
મનવાંચ્છીત પહેરામણી પામ્યાં, જેને જેવું લેણુંજી.
નાગરી નાત કુટુંબ પડોશી, ચાકર કોળી માળીજી.
પહેરામણી સહુકોને પહોંચી, વાચા પ્રભુએ પાળીજી.
સોળે શણગાર કુંવરબાઇને, આપી દીધું માનજી.
કનક પહાણ બે છાબમાં મુકયા, હરિ થયા અંતરધ્યાનજી.
સભા સઉકો વિસ્મય પામી, અલૌકિક શેઠ શેઠાણીજી.
મેહેતાને સહુ પાયે લાગે, ભકતી સાચી જાણીજી,
કુંવરબાઇની નણદી આવી, બડબડતી મુખ મોડેજી.
પેહેરામણી કોઇને નવ પહોંચી, વેવાઇને વખોડેજી.
પેહેરામણી પરનાંતી પામ્યાં, ઘરના માણસ ગયાં ભુલીજી.
એક કડકો કાપડું નવ પામી, પુત્રી મારી ફુલફુલીજી.
મને આપ્યું તે લો ભાભી પાછું, રાખડી બંધામણજી.
નામ મેહેતો પણ ન હોય નાગર, દીસે દુર્બળ બ્રાહ્મણજી.
કુંવરબાઇ પિતા કને આવી, તાત હવે શું થાશેજી.
આટલું ખરચતે મેણું રહ્યું તે, હવે કેમ જીવાશેજી.
વીસરી દીકરી નણદી કેરી, નાનીબાઇ તેનું નામજી.
છ મહિનાની છોકરડી, એક કાપડાનું કામજી.
મેહેતાજી કહે પુત્રી મારી, સમરો શ્રીગોપાળજી.

એક તાંતણો મુજથી ન પામો, બેઠા વજાડું તાળજી.
ફરી ધ્યાન ધર્યું માધવનું, ત્રીકમ રાખો ટેકજી.
પચરંગી ત્યાં કાપડું સુંદર, આકાશથી પડયું એકજી.
નણદી સંતોખી કુંવરબાઈની, મેહેતાજી માગે વિદાયજી.
સહસ્ત્ર મહોર બે પહાણુ સુનાનાં, મુકયા તે છાબમાંયજી.
નાગર લોક સહુ પાયે લાગે, પ્રજા કરે વખાણજી.
નાગરી નાતમાં મોટો નરસૈ, માથે સારંગપાણજી.
ધન્ય મેહેતાજી તમ સમોવડ, આ કળજુગમાં ન હોયજી.
નાગરી નાતનો મહિમા રાખ્યો, ઉજળું કીધું સહુ કોયજી.
અમને તો વિશ્વાસ ને.તો, મેહેતો કરે મામેરૂંજી.
સર્વની લજ્જા પ્રભુએ રાખી, મેણું ટળ્યું ભવ કેરૂંજી.
પછે મેહેત.જી વિદાય માગે, બોલે બેઉ કરજોડીજી.
કુંવરબાઇને ઘેર વળાવો, વેહેલ આણી છે જોડીજી.
પછે કુંવરબાઇ વેહેલે બેસી, જુનાગઢ તે જાયજી.
સહુકો વળાવીં પાછા વળિયાં, ધન્ય ધન્ય વૈકુંઠરાયજી.
વીરક્ષેત્ર વડોદરૂં, ગુજરાત મધ્યે ગામજી.
ચાતુર્વંશી જ્ઞાતી બ્રાહ્મણ, ભટ પ્રેમાનંદ નામજી.
સંવત સત્તર ઓગણચાળો, આસો સુદ નવમી રવીવારજી.
પૂરણગ્રંથ થયો તે દિવસે, યથા બુદ્ધિ વિસ્તારજી.
પ્રીત કરી જે ગાય સાંભળે, દારિદ્ર તેનું જાયજી.
એવું જાણી ભક્તિ કરે તેને, સન્મુખ વૈકુંઠરાયજી.

---

૮૨

મેડીએ બેઠા શુણોરે સારંગ ઘેણુ, વહુવરનાં વચન શુણજો.
વહુવર માગે છે જળહળ મોડ, જો સંપત હોય તો આપો.
લંકારે ગઢ થકી સુનાંરે અણાવો, વેગથી મોડ ઘડાવો.
હુડમચગઢ થકી હીરારે અણાવો, વેગથી મોડ જડાવો.
સીંગડગઢ થકી મોતીરે અણાવો, વેગથી મોડ પ્રોવાડો.
કોણેરે ઘડીઓ ને કોણેરે જડીઓ, કોણેને મોર પોરવીઓ.
કયાં બેસી ઘડીઓ ને કયાં બેસી જડીઓ, કયાં બેસી મોડ પોરવીઓ.
—ઘડીઓ ને—જડીઓ—મોડ પોરવીઓ.
આગલે બાર ઘડીઓને પાછલે બાર જડીઓ પરસાળે મોડ પોરવીઓ.
એરે સુનીડાને પીરસોરે ખાંડ, મોડ ઘડેરે રૂડે ઘાટ.
એરે સુનીડારે પીરસોરે થુલી, મોડ ઘડેરે જેમ ફુલી.
એરે સુનીડાને પીરસોરે દુધ કુર, મોડ લાવે ઉગતે સુર.
મોડ પ્હેરી ને ઘેણુ દેરાસરે ઉભાં, દેવતાને મન ગોઠયાં.
દેવતાને મન ગોઠયાં રે સારંગ ઘેણુ, મોડ મ્હારી મોડાતીને સોહીએ.
મોડ પ્હેરીને ઘેણુ આવે ને જાએ, સાસુજી રળીઆત થાએ.
સાસુજી રળીયાત થાએરે—સારંગ ઘેણુ, નણદીને હરખ ન માંય.

---

૮૩

હાથ કાંસાકડી ને ખસવટે નાડાં, માથું ગુથાવા ઘેણુ ચાલ્યાં.
ઘેણનું તે માથું કોઇ ગુંથી ન જાણે, ગુંથાવી ન જાણે.
ગુંથે મારા—ના રાણી,—ની રાણી ને—વહુ ઠકરાણી.
તેણે મારી ઘેણુ શણગારી, પાટણુ દેશનાં પટીયાંરે પાડયાં.
નાડાં ઘાલ્યાં રે નડીઆદી, સુરત શેહેરની ટીલડી રે ચોડી
આંખ આંજી રે અણીઆળી.

૮૪

પહેરો રે લાડકડી ઘેણ કાંચળી રે.
તમને ઇશ્વર પારવતીએ મોકલી રે, સીવણ સીરણ ઘુઘરીરે.
ઘેણ હઇડે હસતી પુતળી રે, પ્હેરો રે લાડકડી ઘેણ કાંચળી રે.
તમને—ભાઇ—વહુએ મોકલી રે—સીવણ—ઘેણ હઇડે.

---

૮૫

લીલડા ગજની કોથળી એની રે, ઘેણનાં સાસુજીએ હરખે સીવાડીરે.
ઘેણના રે સસરાજીએ ભરતે ભરાવી રે.
ઘેણનાંરે નણદીએ ઘુઘરી મુકાવીરે.
ઘેણના રે સ્વાજીએ રૂપૈએ ભરાવી રે.
ઓસીસે મુકી ઘેણ પાંગતે જુએ રે, કોથળી ન જડે ને ડસકે રૂવે રે.
કોથળી કોથળી શું કરો ગોરાં રે, કોથળી જાશે ત્યારે પહેરશો દોરારે.
કોથળી કોથળી શું કરો બાળાં રે, કોથળી જાશે ત્યારે પ્હેરશો માળારે.
અહિંથી ને કોથળી—ફુળીએ જાશે રે, ત્યારે મોસાળાની ત્રેવડ થાશે.
કોથળી માંહે હતો એકજ અડધોરે, કોથળી લઈ ગઇ એની—મીડધોરે.

---

૮૬

હાથ ઝારી ને ખભે ધાટડી રે, ઘેણ જુએ એના સસરાજીની વાટડીરે.
કાંએરે ઘેણના સસરાજી નાસંતા ફરોરે:
તમારે દામ ખરચ્યા તે વિના નહિ ચાલેરે.     હાથ ઝારીને ખભે.
ઘેણ જુએ એના દિયરની વાટડીરે.
કાંએ રે ઘેણના દિયર નાસંતા ફરો રે.

તમારે બુસેટ તે માર્યા વિના નહિ ચાલે રે. હાથ ઝારીને ખભે.
ઘેણુ જુએ એનાં નણુંદની વાટડી રે.
કાંએરે ઘેણુનાં નણુદી નાસંતાં ફરે રે.
તમારે રાખડી તે બાંધ્યા વિના નહિ ચાલે રે. હાથ ઝારીને ખભે.
ઘેણુ જુએ એના સ્વામીજીની વાટડીરે.
કાંએરે ઘેણુના સ્વામીજી નાસંતા ફરોરે.
તમારે કર્માંતર કીધા તે વિના નહિ ચાલેરે. હાથ ઝારીને ખભે.

---

૮૭

સુનાના ટાચકડા ને હીરલાની દોરી, હું તમને પૂછું મારી મોડાંતીરે ગોરી,
તમારાંરે સાસુએ શી શી સાધર પૂરી.
ઉન્હાં ઉન્હાં ખાજાં ઉતરતી જલેબી, લીલવાનું શાક ને માંહે ઝાઝાં મરી.
તેરે ખાઇને ઘેણુ ઓરડે સુતાં, રાતના ચાર પહોર ઘસમસ ઉંઘ્યાં.
સાસુના જાયા સુતેલા કે જાગો, પાનનાં બીડલાં તે વાળી વાળી આપો.
સુનાના ટાચકડા ને હીરલાની દોરી, હું તમને પૂછું મારી મોડાંતીરે ગોરી
તમારી માડીએ શીશી સાધર પૂરી.
બાર વર્ષનો બાવટો ને તેર વર્ષનું તેલરે તાંદળજાની ભાજી એરંડીએ વધારી.
તેરે ખાંઇને ઘેણુ ઓરડે સુતાં.
રાતના ચાર પહોર જરા નવ ઉંઘ્યાં.

---

## રાખડી વખત.

૮૮

કુંકુંના છડારે દેવાડીએ, ઘેણુ મોતીના ચોક પૂરાવીએરે.
સેવના પાટ મંડાવીએ રે ઘેણુ લીલડે નેત્ર ઓછાડીએ રે.
ઘીના દીવા અજવાળીએ રે ઘેણુ નાળીએરે અરઘ દેવાડી એ રે.

---

૮૯

લંકાગઢ વહાણુ પૂરાવીએ, ત્યાંથી સુનારે અણાવો.
તેની ઘડાવોરે રાખડી, ઘેણુને જમણલે હાથ.
હડમચગઢ વહાણુ પૂરાવીએ, ત્યાંથી હીરારે અણાવો.
તેની જડાવો રે રાખડી, ઘેણુને જમણલે હાથ.
સીંગડગઢ વહાણુ પૂરાવીએ, ત્યાંથી મોતીરે અણાવો.
તેની પ્રોવાડોરે રાખડી, ઘેણુને જમણલે હાથ.
૧—મ્હેલ મોકલાવીએ, ત્યાંથીરે—૨ બહેન તેડાવો.
તેની પાસે રાખડી બંધાવીએ, ઘેણુને જમણલે હાથ.

---

૧. મહોલાનું નામ ૨. ઘેણુની નણંદનું નામ.

# ખોળો ભરતી વખત.

## રતિવહુનું મોસાળુ.

---

૯૦

રતિવહુને તે પૂછે રાણી રૂક્ષ્મણી, તમે શા વિનારે વહુઅર અનમન્યાં.
સાસુજી આગળ કહેતાં લાજું, મને ફેર ઉલટ આવે ઘણાં.
ત્રિભુવનના રે જ્યાં નાથ બેઠા છે, ત્યાંને આવ્યાં સુંદરી.
રળિયાત થઇ એક વાત કહું, તમે સાંભળો વૈકુંઠના ધણી.
આપણી રતિવહુનાં રે સીમંત આવ્યાં, આપણે રે ઘેર સોહેળો.
રૂડાં સુનાં અણાવો ને ઘાટ ઘડાવો, વહુઅરને રે પહેરાવીએ.
એક સોનીનો બેટો ને ગોખે રે બેઠો, ભલા તે ઘાટ ઘડાવીએ.
ઘડજે ઘડજે રે ચુડી ને ઘડજે રે કાકણી, ઘડજે મોડાતી હાથે રાખડી.
વરવહુ કેરા ઉલટ ઘડજે, મુગટ માથાની દામણી.
ઘડજે રે દોરાને ઘડજે કંદોરા, ઘડજે પ્રદ્યુમન હાથે બેરખા.
એક જોશીનો બેટો ને પાટે રે બેઠો, રૂડાં તે મુહૂર્ત પૂછાવીએ.
છઠ સાતેમ ને રવિ ઉગતે સુર, મુહૂર્ત આપ્યાં રે ઉતાવળાં.
એક સુનાનો ખડિયો ને રૂપાની લેખણ, બળીભદ્ર લખે રે કંકોતરી.
પ્રથમે લખજો રે ગણપતિ બહુ ગુણવંતા, સુદ્ધબુદ્ધ જમણે પધારજો.
લખજો આદિત રાંદેલ સૂરજ ચંદ્રમા, ગોરગોરાણી પધારજો.
લખજો ઇંદ્રઇંદ્રાણી ને રૂદ્રરૂદ્રાણી, બ્રહ્માસાવિત્રી પધારજો.
ઘેણુના કાકા રે લખજો ને મામા રે લખજો, ઘણું લખજો રે
ઘેણુના વીરા રે.

ઘેણુની કાકી રે લખજો ને મામી રે લખજો, ઘણું લખજો રે
ઘેણુની ભાભી રે.

લખજો બાળપણુના મિત્ર સુદામા, ભાવે ભૂધરજીને ભેટવા.
એક હંસલાની કોટે કંકોતરી બાંધી, ઘેણુને તે મહિયર કાગળ મોકલ્યા.
વાવલીઆ રે વાયા ને મેહુલા ધડુકયા, કાસદીઆ રે પાછા વળ્યા.
ઘેણુને મહિયર તે આગળ નદી ઝાઝેરી, તે માટે કોઇ નહિ આવીએ.
એક હસ્તી તેડાવો ને નદીઓ સોસાવો, ધનરસ માડી જાયો આવશે.
ઘેણુને મહિયર તે આગળ ડુંગર ઝાઝેરા, તે માટે કોઇ નહિ આવીએ.
એક ભમર તેડાવો ને ડુંગર કોરાવો, ધનરસ માડી જાયો આવશે.
ઘેણુના કાકા રે આવ્યા ને મામા રે આવ્યા, એક ના આવ્યા રે વીરા
લોભીયા.

મારા લોભી રે વીરા લોભ ન કરીએ, અવસરે આવી ઉભા રહીએ.
ઘેણુની કાકી રે આવ્યાં ને મામી રે આવ્યાં, એક ના આવ્યાં રે ભાભી
લોભીઆં.

મારી લોભેણુ ભાભી લોભ ન કરીએ, અવસરે આવી ઉભાં રહીએ.
સ્વામી તમારા સગાનું સઉ કોઇ આવ્યું, મારા સગાનું કોઇ ન આવીયું.
ઓરડીએ ઉભાં ઘેણુનાં સાસુજી બોલ્યાં, મહિયરની તે શી આશ રે.
તમારી કેડ પ્રમાણે રૂડાં પટોળાં વણાવું, કહો તો ઘડાવું ઘમર ઘુઘરી.

ઉથલો.

ગંગા રે જમના ગોદાવરી, અણાવો રે ત્રિવેણીનાં નીર, ઘેણુ નવાડીએ.
ખાંડની ખેડ ઉકાળીએ, ઘેણુને નમણે રે સોહાસેણુ ચાર. ઘેણુ.
નાહીને ઉઠયાં રે રતીવહુ, પહેર્યાં પહેર્યાં રે જાદરનાં ચીર, ઘેણુ નાહી ઉઠીયાં.

૯૧

સસરા લીલડા ગજ પથરાવે, મૃગનયની મંદિરમાં પધારે.
સાસુ ઘાટ અનોપમ લાવે, રતી વહુઅરનેરે પહેરાવે.
રતીરૂપ રંભાની રે તોલે, દેખી પ્રધુમનનાં રે મન ડોલે.
હળવે ડગ ભરજો રે રાણી, તમારા સસરા છે સારંગપાણી.
કહેશે વહુઅર કયાં કરમાણી, વાડકડો તે ચંદને ભરીઓ.
મૃગનયનીરે આગળ ધરીઓ,, મૃગનયનીને ચંદન ન ભાળે.
ગયો અવસર ફરીએ ન આવે, ઘેણની તેડાવો સુભદ્રા નણદી.
તેની પાસે રાખડી બંધાવો, રાખડલી બંધામણ લાખ.
આપે રતીવહુ કેરો બાપ, દિયર ખોળે આવીને રે બેઠા.
ઘેણને બુસેટ મારીને ઉઠયા, બુસેટીઓતે આજ કમાય.
આપે રતીવહુ કેરાંરે માય, ઘેણની તેડાવો વડીરે જેઠાણી.
વડી વહુઅર હોય વડા ચાર, કરે ખોળા કેરારે આચાર.

---

૯૨

## છોકરો જન્મે ત્યારે ગાવાનાં ગીત.

પ્રેમાનંદ પાટની પાયારે, માતા દેવકીએ શ્રી કૃષ્ણ જાયારે.
હવે જસોદાજી હાજર થાઓરે, ગોળ સુંઠી ઝાંઝણજીને પાઓરે.
ગોળસુંઠીમાં ગોળ છે મીઠો રે, ઝાંઝણ જન્મ્યાને અચરત દીઠોરે.
તને ઝભલું સીવાડું કે આંડણુ રે, તું તો વસુદેવનું કુળ માંડણરે.
તને ઝભલું સીવડું કે ટોપીરે, તું તો નંદજીને મન ગોપીરે.

૯૩

નંદજીને બારણે રાયણ પાકી, સૌ છોકરાંએ સુખડી માંગી.
કીકાજીરે બાળાજી નાધડીઆ નંદ ગોવાળજી, તું બોલરે બાળુડાજી—
તને સુખડી અપાવું હસી.

ખજુર ખારેક ને કોપરાં, જશોદા બોલાવે આવો છોકરાં, કીકાજીરે.
કીકા આવ્યો ઘર ઘોળીએ, ને——નાઠા કાં ખોળીએ, કીકાજીરે.
કીકાને પછેડે દાળિયા,——બોલાવેરે આવોરે નિશાળીઆ, કીકાજીરે
કીકાને પછેડે ધાણી, નંદજી બોલાવેરે આવો મારા દાણી, કીકાજીરે
કીકા બેઠા ચંદન ઘસે, બોખે દાંતે——હસે, કીકાજીરે.

---

૯૪

કીકા નવસેં નવાણું નદી ડોળીરે, પુરૂષોત્તમ ફાઢના ખોળીરે.
કીકા હાંહાંરે તારા દુર્લભ દીઠાં મ્હોંડાંરે.
કીકા અડદાળી રોટલી કાળીરે, કીકા આવ્યો ત્યારે મા ઓશિયાળી ટાળીરે.
કીકા અડદાળી રોટલી રાતીરે, કીકા આવ્યો ત્યારે મા થઈ માતીરે,
કીકા અડદાળી રોટલી ને તેલરે, કીકા આવ્યો ત્યારે બાપની વાધી બેલરે.
કીકા ફોઇનો ફંદો ફાવ્યો રે, કીકા ભલે ભત્રીજો તું આવ્યો રે.
કીકા કોથળીના બંધ કાપો રે, કીકા ફોઇ માગે તે આપો રે.

---

૯૫

માતા જસોદાએ શ્રી કૃષ્ણ જાયા, ગોકુળમાં રે સૌને આનંદ પાયા.
ઢરૂં ઢાંકું ફરૂં ઢાંકું કરૂં રે જતન, હું રાંકને ઘેર લાધ્યું રતન.
નાકની દાંડી તે નંદજીના સરખી, નખ થકી બાઇ જુઓને નરખી.
ઉંઆં ઉંઆં કરે લઉઓ આંગળાં ધાવે, ચૌદ ભુવન મુખમાં દેખાડે.
આંગલાં સીવાડીને આવ્યાં રે ગોપી, તેરે લાવ્યા અખોત્રનની રે ટોપી.
જુઓ જોશીરે મારા કૃષ્ણના જન્મ, કેવા હશે મારા પ્રાણજીવન.
ભાટબંદીજન જે જે રે બોલે, આજ મારે ઘેર હાથી રે ડોલે.
કહે રે કહાના કયા તારા તાત, આંગળીએ દેખાડયા નંદજી રે બાપ.
કહે રે કહાના કહી તારી માતા, જમણાં દેખાડયાં જસોદા રે માતા.

---

## છઠ્ઠીને દિવસે.

### [ જનમરાસ. ]

૯૬

હરિ અવતાર શુણો રસભાવે, હરિ અવતાર શુણે ફળ હોય.
પુત્ર કલત્ર ધન બહુ રિદ્ધ હોય, જન્મ જન્મતણાં મટે રે પાપ.
માઘ માસે રે છઠ સાતેમ આવી, દેમહે ચોથું રે નહાણું રે નાહી.
કંસની માડી વધાવવાને આવી, થાળ ભરી સંગ મોતીડાં લાવી.
ઉપર શ્રીફળ બીજોરાં રે લાવી.
સંક્રાંત સાતેમ ને સોમવાર, દેમહે મોહિનીનો અવતાર.
દેમહે સુતાં ને સાણાં રે દેખે, પ્રથમ ઉઠી વસુદેવને સોંપે.

સાંભળો રે વસુદેવ વાત અકળિત, આપણે રે ઉદર વસિયા રે વિઠ્ઠલ.
રૂપ નારાયણ ચતુર્ભુજ દીઠાં, શામળીઆ રે હરિશંકર દીઠા.
શંખ ચક્ર ગદા લટકતાં રે, જેવા કોટિ સૂરજ દીઠડાં રે.
ઉભી રે દેમહે ઝંખે ઝંખાએ, એ રે સાણું કાંઇ આળ પંપાળ.
એરે સાણું જો કંસાસુર જાણે, તોરે આપણાં ગોત્ર ક્ષય આણે.
કંસને રે ઘેર હવા રે અસોજી, કંસને રે ઘેર નાદ વસેજી.
કંસને રે ઘેર આંબલી બ્યાસી, કંસને રે ઘેર સીકાં રે ત્રુટાં.
કંસને રે ઘેર ગોરસ ફુટાં, કંસનેરે ઘેર ભાંગ્યાં રે ભાણાં.
કંસને રે ઘેર પડયાં રે ભંગાણ, કંસને રે ઘેર ધારણ ધસીયાં.
કંસને રે ઘેર મોભ રે ખસીયા.
તોરણ સ્તંભ મરડાઇ ગયા રે, ચળીયું રે કંસનું બેસણું રે.
દુધડાં પીને ધરણ ઢળ્યોરે.
ઉભોરે થઇને સેજેરે સૂતો, કંસેરે મનરખ જોશી તેડાવ્યા.
જોજોરે જોશ ને કહેજોરે સાર, ચાર ખાંડીને તલ જવ મંગાવો.
ઘીના ઘડા ગળતારે નોધાવો, ગોત્રજ માડીની પૂજા કરાવો.
નવે રે ગ્રહનાં દાન અપાવો" વળતીરે કંસની કલત્ર બોલી.
દેમહેરે તુને કેટલોરે માસ, રત્નકમળ કેરાં દોહલાંરે,
રાયનાં વિઘ્નને વાળજોરે, પાંચમો માસ મારે ઉદરરે.
બેનડ બનીયડ બેઠાંરે વાટે, સાંભળોરે બેનડ એટલીરે વાત.
જાયુંરે લઇને વીયાયુંરે આપો, બ્હેનના જાયાને રક્ષા કરી રાખો.
જાયું ન આપે કોઇ પેટનુંરે, એરે જાયાનેરે એહવું રે.
છઠ્ઠેને ગર્ભે હુંતો ગોકુળ આવી, બ્રહ્મારે વિષ્ણુ મહેશ્વરે વાહી.
સાતમેરે ગર્ભે હુંતો મથુરામાં રહી, હાંહાંરે દાનવે વાત ઉતારી.
આઠમો ગર્ભ ક્યાં ગાળશું રે.

શુશુરે આઠમો ગર્ભ કર્યાં ગાળે, આઠમો ગર્ભ કંસાસુર મારે.
અષ્ટમી રોહીણી ને બુધવાર, પુત્ર જાયોરે સો લાખેણોરે.
ઓરે આવો વસુદેવ ભરથાર, વિનતિ મારી એક વિચારો.
એક દિવસ હું તો ગોકુળ ગઇ વિચારે દીધીને લીધીરે સહી.
જાયુંરે લઇને વિયાયુંરે આપું, બ્હેનના જાયાને રક્ષા કરી સ્થાપું.
સાંભળી વસુદેવ બોલીયા વાણ, તમેરે કહ્યું તે મારે પ્રમાણ.
પેહેલેરે પાવલે પુન્ય રક્ષાજો, અંગુષ્ટ રાખે આદ રક્ષાજો.
પળવેરે ત્રિકમ દેવ રક્ષાજો, નળે નરોત્તમ દેવ રક્ષાજો.
જાંગે જનાર્દન દેવ રક્ષાજો, કેડે કૃષ્ણાર્જુન દેવ રક્ષાજો.
પેટે પંચાયતન દેવ રક્ષાજો, દુંટીએ દામોદર દેવ રક્ષાજો.
હૈડે હરિહર દેવ રક્ષાજો, ગળે ગદાધર દેવ રક્ષાજો.
હાથે તે હરજી દેવ રક્ષાજો, નખે નારાયણ દેવ રક્ષાજો.
આંગળે અર્જુન દેવ રક્ષાજો, પ્હોંચે પુરૂષોત્તમ દેવ રક્ષાજો.
કોણીએ કેશવ દેવ રક્ષાજો, ખભે ક્ષીરસાગર દેવ રક્ષાજો.
ગળે ગદાધર દેવ રક્ષાજો, દાંતે દયાકર દેવ રક્ષાજો.
જીભલડીએ જદુકુળ દેવ રક્ષાજો, નાકે તે નરસિંહ દેવ રક્ષાજો.
કાને કોદંડધર દેવ રક્ષાજો, આંખે અમર દેવ રક્ષાજો.
ભ્રમરે ભૂધર દેવ રક્ષાજો, માથે મધુસૂદન દેવ રક્ષાજો.
બ્રહ્માંડે ભોળાનાથ દેવ રક્ષાજો, પૂઠે પંચાનન દેવ રક્ષાજો.
તળેને ઉપર દીધીરે રક્ષા.

એટલી રક્ષા દઇ રાખજો રે, બાળ બળોતીયામાંરે વિંટાળ્યો.
લઇ વસુદેવના હાથમાં સોંપ્યો.

હળવે હળવે ચાલજો રે, ન પડે કંસાસુરને જાણ રે.

લોહ ગડાગડ ગડીઆં કમાડ.
ભાગી રે ભોગળ લોહની રે, લોહ જડાજડ જડીયાં કમાડ.
કાળો રે મેઘ અંધારી રે રાત, માથે રે ગરવો જે જગતનો નાથ.
શેશનાગે શિરછત્ર ધર્યું રે.
જમનાના પાણીમાં પડીયું બિંબ, ઉઠયા રે વસુદેવ ખેપારે ખેપ.
કીધી પ્રદક્ષિણા સાત સંકેત, ચક્ષુએ દીઠી દમાઈ મારે
કહે તું રે દાનવી કે પશુહાણ, કહે તું રે બાળક લેવા આવી.
કહે તું રે કહાનનું આયુષ્ લાવી.
નહિ હું દાનવી નહિ પશુહાણ, નહિ હું રે બાળક લેવા આવી.
હું તો રે કહાનનું આયુષ લાવી.
હું છું જમના વડી નદી રે.
હરિ પોરાઝ્યા આંબલીઆની ડાળ, વસુદેવ જુએ છે પાણીનો માર્ગ.
એટલે જમના થઇ રે એ ભાગ, ઉઠો જશોમતિ લો રે ત્રિભંગી.
દીવડીઆ અજવાળે સોરંગી, ગોખે ઘીઅના દીવા મૂકાવો.
તોરણ બાંધોની જાદવ માય, પાંગતે લખજો મંગળ રાય.
છઠ્ઠી લખો સુર મોહી રહે રે.
પ્રચ્છવી આણવી સહજ વિઆઇ, સાંભળો લાખેણો વિજળી જાઇ.
પુત્રને મૂકીને બાળકી સાહી, લોહ ગડાગડ ગડીઆ કમાડ.
લોહ જડાજડ જડીયાં કમાડ.
ભીડી રે ભોગળ લોહની રે, બાળી રે બૂમજ પાડતી આવી.
ઉઠો કંસાસુર ખેપા રે ખેપ.
ચાલો ખડ્ગ લઇ, બ્હેન વિઆઇ.
બ્હેનની બાળીનો ઝાલ્યો રે પગ, વીરા રે પાથરં પાલવ ખોળા.

એક ભાણેજી રહેવારે દીજે, વીરારે ઘડપણ પાળવા કાજે.
હાથેથી છૂટી ગઇ વિજળીરે, મને શાને મારે બાપલારે.
તારોરે વેરી ગોકુળમારે.
એરે ગાય ને જે સાંભળે રાસ, તેનો રહેજો વૈકુંઠેરે વાસ.
તેની નારાયણ પૂરે રે આશ.

---

## હાલરડાં.

૯૭

હરિ હાલોરે કહાન હાલો, નંદનો લાલોરે વિશ્વનો વ્હાલો.
તે પોઢયો પારણે હરિ, હાલોરે.
એને પારણે જડીયા ખાપરે, નંદજી બાપ ઝુલાવે પારણું. હરિ.
એને પારણે જડીયા હીરા, બળીભદ્ર વીરા ઝુલાવે પારણું. હરિ.
એને પારણે હીરની દોરીરે, સુભદ્રા ઝુલાવે પારણું. હરિ.
એને પારણે ઝાઝાં મોતીરે, વ્રીજની ગોપી ઝુલાવે પારણું હરિ.
હાલરૂં ગાઉં ને હરિ નવ સુએ, સુખે ન પોઢે ગોવાળો કાનજી. હરિ.

---

૯૮

નાધડીઆ તુજને ઝોળી, બાળુડા તુજને ઝોળી.
વધામણીની વિગત ઘણી, આણોરે ભાતને પીંગાંણી. નાધડીઆ.
આણોની ખારેકને કોપરાં, તેડોરે નાધડીઆં છોકરાં. નાધડીઆ.
ચીરપટોળાંની વાળોરે ઘડી, તેડોરે નાધડીઆંની ટોળી. નાધડીઆ.
ઝોળીમાં સુવાડે મહિયારી, નાળીએર મુકીને લે માંડી. નાધડીઆ.
મહિયારીને આપો દામ, કુંવરનું શ્રી કૃષ્ણજ નામ. નાધડીઆ.

## છોકરાનો વિવાહ મળે ત્યારે ગાવાનાં ગીત. ( પહેલાં કંકુના છડા ગાવા. )

૯૯

આજ મારે ઘેર રામ રમેરે,
રામ રમે તે તો સૌને ગમેરે, સૌને ગમે ત્યાં તો દીવા બળેરે.
દીવડા બળે ત્યાં તો રત્ન ખરેરે, અણચિંત્યો આવ્યોરે મારે ઘેર સોહેળોરે.
વાજતે ગાજતે આવ્યો મારે ઘેર સોહેળોરે.
નવલા વહેવાઇએ મોકલ્યો મારે ઘેર સોહેળોરે.
પાદશાહી પાથરણાં તે કોણ રાએ મોકલ્યાંરે.
પાદશાહી પાથરણાં તે પાદશાહે મોકલ્યાંરે.
જાદરના ગલીચા તે કોણ રાએ મોકલ્યા રે.
ચીરના ચંદરવા તે ડોસીએ મોકલ્યારે.
એણીની કુખે જીઆવર જાયા પનોતીએ.

---

૧૦૦

રંગરસ ઘોઘેથી ઉતરીઓરે, રંગરસ મોંઘોરે વેચાયરે.
રંગરસ પાવલાનો પાશેરરે, રંગરસ અડધાનો અચ્છેરરે.
રંગરસ રૂપૈયાનો શેરરે, રંગરસ આણ્યો અમારે ઘેરરે.
જેવો રંગ—પાઘડીએરે, તેવો રંગ રાખજો તમે—વહેવાઇરે.
જેવો રંગ—વહુની ચુંદડીએરે, તેવો રંગ રાખજો તમે—વહેવાણરે.
આગળ હતા લોક ને લોકાઇ, હવે થયાં સગાં ને વહેવાઇરે.

---

૧૦૧

અમીરસ ભરી રે તળાવડી, મોતીડે બાંધી છે પાળ
ત્યાંને મારા જીઆવર ઝીલતા—વહેવાઇને લાગી છે રાડ.
શું રે મોહ્યા પગની પાનીએ, શું રે મોહ્યા હીંડવાની ચાલ.
શું રે મોહ્યા રે કંઇ નયણે, શું રે મોહ્યા મુખનાં તંબોળ.
નથી મોહ્યા પગની પાનીએ, નથી મોહ્યા હીંડવાની ચાલ,
નથી મોહ્યારે કંઇ નૈયણે, નથી મોહ્યા મુખના તંબોળ.
પુત્ર મોહ્યારે—તણા, તેની અમને લાગી છે રાડ,
જાયા મોહ્યારે—વહુ તણા, તેની અમને લાગીરે રાડ,

## રન્યાદેવની આરતી.

૧૦૨

સુખડે રચ્યાં રે કમાડ, શ્રીખંડે ધોળ્યા ઓરડા રે
આદિતને જમવાનો વાર, રાંદેલ રાંધે રાંધણાં રે.
બાસેઠ દીધારે વધાર, ચોસેંઠ રાંધ્યાં રાંધણાં રે.
ઉઠો સ્વામીરે ભોજન કરો, હું રે ઉતાવળીરે.
આદિતને ચડી છે રીસ, રાંદેલ માર્યા સોટીએરે.
લીધાં રે આંડણુ લીધા ટોપીએરે.
લીધારે રામૈયાકેડે પુત્ર, રાંદેલ ચાલ્યાં રૂસણેરે.
દિયર મનાવવાને જાય, ભાભીરે કેવાં રૂસણાં રે,
તમ વિના સુના રે અવાસ, રામૈયા સુનાં પારણાં રે,
અણુતોલ્યાં સુના રે વેચાય, ભાભી રે ઘર આપણાં રે.

અણમુલ્યા હીરા રે વેચાય, ભાભી રે ઘર આપણાં રે.
(પછી ઘરનાનું નામ દરેકમાં કહેવું.)

---

૧૦૩

પાને ફૂલે ભરાવી છે છાબ, તો અગર ચંદને ભર્યાં દાબડા રે.
જગાડો રે વહુ—વહુના કંથ, તો રાણી રાંદેલને કરે આરતિ રે.
આરતિ અવસરે હોય રે, રન્યાદેવ પહેલડા પહોરની રે.
પાને ફૂલે ભરાવી છે છાબ, તો અગર ચંદને ભર્યાં દાબડા રે.
જગાડો રે વહુ—વહુના કંથ, તો રાણી રાંદેલને કરે આરતિ રે.
આરતિ અવસરે હોય રે, રન્યાદેવ બીજલાં પહોરની રે.
ત્રીજા પહોરની, ચોથા પહોરની, ઇત્યાદિ.

---

૧૦૪

મારે આંગણે કુઇ રે ખણાવું, ઘુંટણ સમાણાં પાણી રે. રન્યાદેવ.
ઘાટડીઆળાં નહાવા રે બેઠાં, આદિતની ઘરનાર રે. રન્યાદેવ.
સોઇ રંગ તોઈ રંગ લાલ કસુંબો, મથુરામાં મોંઘેરો વેચાયરે. રન્યાદેવ.
કેળાં કાતળીઆં ને આંબા પાતળીઆ, ખડબુચ્યાં છોલાએ રે. રન્યાદેવ.

---

૧૦૫

પહેલો રે પોઠી કુંકાએ ભરીયો, જઇ રાણી રાંદેલ આગળ ધરીયો.
માવડીઓ ભાંગોની મેણલાં.
હું વણજારી દાસ તમારી, નવ લાખ પોઠી એકલડી હંકારૂં. માવડીઓ.

બીજો રે પોઠી શ્રીફળે ભરીયો, જઇ રાણી રાંદેલ આગળ ધરીયો.
માવડીઓ.
ત્રીજો રે પોઠી ખારેકે ભરીયો, જઇ રાણી રાંદેલ આગળ ધરીઓ.
માવડીઓ.
ચોથો રે પોઠી ફોફળે ભરીયો, જઇ રાણી રાંદેલ આગળ ધરીઓ.
માવડીઓ.
વેચી ન જાણું સાટી ન જાણું, નવ લાખ પોઠી એકલડી હંકારૂં.
માવડીઓ.
બેણલાં રાણી રાંદેલ ભાગે, મનના મનોરથ મૂળરાજા પૂરે. માવડીઓ.

---

१०६

મારી આંગળી ધાસી, રાંદેલપૂજા કરંતલાં રે.
અંબોડારે લચીઆ, રાંદેલ પાય પડંતલાં રે.
હું તો જાઉં રે કાશી, ત્યાંરે જઇને તપ કરૂં રે.
માગું ધણીયનાં રાજ, અખંડ હેવાતન ધાટડી રે.
મારી આંગળી ધાસી, રાંદેલ પૂજા કરંતલાં રે.
અંબોડારે લચીયા, રાંદેલ પાય પડંતલાં રે.
હું તો જાઉં રે ગોદાવરી, ત્યાંરે જઇને તપ કરૂં રે.
માગું સસરાનાં રાજ, સાસુના ધાટ સોહામણાં રે.

---

१०७

લીલાં પીળાં ફુલડીઆં બે ચાર, લીધો તે રથ રળીઆમણો રે.
ઉઠો રાંદલ કરો શણગાર, આદિત સરખા રથ ચડયા રે.

રથ રાખી પૂછે રે વાત, સ્વામી અમને નગર દેખાડજો રે.
નાગર ભલાં પણ દૂર, કાશીમાં વિશ્વનાથ દેવ ભલા રે.
લીલાં પીળાં ફુલડીઆં એ ચાર, લીલો ને રથ રળીઆમણો રે.
ઉઠો—વહુ કરો શણગાર,—સરખા રથ ચડયા રે.
રથ રાખી પૂછેરે વાત સ્વામી અમને નગર દેખાડજોરે.
નગર ભલાં પણ દુર, સુરતમાં મોળેશ્વર દેવ ભલારે.

---

૧૦૮

તાપીની તરીએ તરીએ વાવ્યાં રન્યા દેવ.
ઉગ્યો છે ચોળ મજીઠ રન્યા દેવ.
તેવી રંગાવો ચુંદડી રન્યા દેવ.
ચુંદડીને ચારે છેડે પૂતળી રન્યા દેવ.
ઓઢોની રાણી રાંદેલ ચુંદડી રન્યા દેવ.
હું કેમ ઓઢીશ એકલી રન્યા દેવ.
મારે ને સાવિત્રીબાઇને વાંધા રન્યા દેવ.
તાપીની તરીએ તરીએ વાવ્યાં રન્યા દેવ.
ઉગ્યો છે ચોળ મજીઠ રન્યા દેવ.
તેની રંગાવો ચુંદડી રન્યા દેવ.
ચુંદડીની ચારે છેડે પૂતળી રન્યાદેવ.
ઓઢોની—વહુ ચુંદડી રન્યા દેવ.
હું કેમ ઓઢીશ એકલી રન્યા દેવ.
મારે ને—બ્હેનને વાંધા રન્યા દેવ.

---

૧૦૯

પાને ફૂલે ભરી છાબડી અગરની દાબડીરે.
એરે માંડયા છે જાગ રાંદેલ મારે ગોરાણી રે.
આદિત રાંદેલને મોકલો હું ખડી રે ઉતાવળી રે.
બેસણ આપીશ પાટ ઓરાડીશ ઘાટડી.
ભોજન સેવ ને બાટ ઉપર વડાં વેડમી રે.
મુખવાસ પાન પચાસ પડો ભરી એલચી રે.
પાન ફૂલે ભરી છાબડી અગરની દાબડીરે
——એ માંડયાં છે જાગ—બ્હેન મ્હારે ગોરાણીરે.
——જમાઇ બ્હેનને મોકલો, હું ખડી રે ઉતાવળીરે.
ઇત્યાદિ—

---

# પ્રકરણ ૧૦ મું.

---

## ગરબા સંગ્રહ.

---

### વસંતતિલકા.

૧૧૦

જો હોંસ હોય ઉરમાં ભગિની તમોને,
ગાવા ગીતો વિવિધ તો શુભ લાભ લો ને,
રૂડી ૠતુ શરદમાં ગરબા રસાળા,
ગાઓ સુકંઠથી તમે મળી સર્વ બાળા.

## માતાના ગરબા.

૧૧૧

આદ્યનો નગર કોટમાં વાસજો, જવાળામુખી તે અંબા જાગતી જો.
માને બ્રહ્માએ સેવી તે માને વિષ્ણુએ જો, સદાશિવે સેવી તે જવાળા
માતજો, જવાળા
માના કુંડળતણો મહિમા ઘણો જો, બ્રહ્માવાણી વખાણે વેદ જો.
જવાળા.
માના વદન તણી શોભા ઘણી જો, જાણે શરદ પુનેમ કેરો ચંદ્રજો.
જવાળા.
મા અહો અહો અંબા જાણે જો, અંબા રમે તે રંગભેર રાસ જો.
જવાળા.
માને સોનાનું છત્ર શિર છાજતું જો, માને ઘંટે ચોર્યાસી નાદજો.
જવાળા.
માને નૈવેદ મુકયાં તે નાનાં ભાતનાં જો, માને મદના પ્યાલા હાથજો.
જવાળા.
મા આદ્ય અંતર તું ઇશ્વરી જો, સદા પ્રાગ તમારો દાસ જો.
જવાળા.

---

૧૧૨

રૂડાં ગરબે રમે તે માતા અંબિકા જો, પાયે વાગે તે ઘુઘરીના
ધમકા જો. રૂડાં.
ગરબો જોવાને દેવ ઋષિ આવીઆ જો, સાથે બ્રહ્મા સાવિત્રીને
લાવીઆ જો. રૂડાં.
આવી નવકુળ નાગની નાગણી જો, ગરબે ન રમે તે નાર અભા-
ગણી જો. રૂડાં.

રૂડી વાગે તે વેણામૃદંગમાં જો, ભેરી તાલ તંબુરો રસ રંગમાં જો.
રૂડાં.
ગાય છત્રીસ રાગની રાગણી જો, કરે નોરતાં તે ચોસેટ જોગણી જો.
રૂડાં.
મા ચંડમુંડને તમે મારીઆ જો, શરણે આવ્યા તેને ઉગારીઆ
જો. રૂડાં.
નરભેરામના સ્વામીના સંગમાં જો, અમે છઇએં માતાજીના રંગમાં
જો. રૂડાં.

---

૧૧૩

માતા આરાસુરી ગરબે રમે જો, ફરે ફુદડી તે દેવ સૌને ગમે જો.
માતા.
માએ ગરબો માંડયો છે અતિ ધુમમાં જો, સૌ સખીઓ રમે છે
આનંદમાં જો.
માએ પહેરી છે સાડી સોહામણી જો, માને કોટે તે માળા મોતી-
ની ઘણી જો. માતા.
માના ઝાંઝર તણો ઝમકાર છે જો, માના કુંડળ તણો ચળકાટ છે
જો. માતા.
સાથે કાળકા ને બહુચરા બે બેનડી જો, ગરબે રમે તે અંબા
અલબેલડી જો. માતા.
માના સ્વરૂપની શોભા શી કહું જો, માના ગુણનો તે પાર હું શું
લહું જો. માતા.

ગરબો જોવાને દેવ સૌ આવીઆ જો, માતું સ્વરૂપ જોઇને ધરણે
ઢળ્યા જો. માતા.
જે કોઇ વિનતિ તે માત અંબાની કરે જો, તેના જનમ જનમ
નાં પાતિક ટળે જો. માતા.

---

૧૧૪

ધન્ય ધન્યરે આરાસુરી માત તારા પરતાને,
મહિમા તારો શું વખાણું, મુખે કહ્યો નવ જાયરે;
દર્શન કરતાં અંબા તારૂં, ભવ દુઃખ સઘળાં જાય. તારા.
જુગ જુગમાં તું વ્યાપી રહીને, પાર ના પામે કોય રે;
ભક્ત તારાનાં દુઃખડાં ભાંગે, પ્રેમ કટાક્ષે જોય. તારા.
મા સુંદર રૂપ સોહામણું, લલાટે ચંદ્ર પ્રકાશ રે;
દેવ તારા દર્શનને તરસે, કૈલાસ તારો વાસ. તારા.
મા સૃષ્ટિ સઘળી શરણે ત્હારે, જગદંબા કહેવાય,
કોમળ કાન્તિ શી કહું તારી, નામે પાતિક જાય. તારા.
મા કરજોડીને વિનતી કરૂં છું, શરણે રાખો માતરે;
પામર પશુ હું કાંઇ નવ જાણું, ગુનો કરજો માફ. તારા.

---

૧૧૫

અંબા જોયાના કોડરે, નિરખું મોરી માંડી.
બાળી બહુચરા જોયાં નિહાળીરે, નિરખું મોરી માંડી.
અંબા ને બહુચરા બે બેનડીઓ, બિરાજે છે ગોખરે.
મારૂં મન મોહ્યું.

મા સોળે શણગાર સજીને બેઠાં, પ્હેર્યાં ચર્ણાં ચોળી ને
સાડીરે. નિરખું.
મા દેશ દેશના સૌ લોકજ આવે, કોઇ હીંડે બેસે ઘોડાગાડીરે.
મારૂં.
મા અદભુત લીલા શી કહું તારી, મા સંગ આવે દહાડી
દહાડીરે; નિરખું.
ભાદરવા સુદે પાટે રે બેઠાં, માને મહોલે ઝુલે છે હાથીરે. મારૂં.
મા ઘેલો ગાંડો થઇ પાલવે વળગ્યો, મા રખે મેલતાં કહાડીરે.
નિરખું.

---

૧૧૬

આરાસુરી અદ્ભુત માત, તખત પર અંબા બિરાજે.
માને પહેરણ ચુંદડી ઘાટ, તખત પર અંબા બિરાજે.
ચાચર ચ્હારાની શોભા છે સારી, ફરતી ધર્મશાળા છાજે. તખ્ત.
લોક ભેળા થઇ વિનતિ કરે મા, ડુંગરમાં શબ્દ ગાજે. તખત.
કોઈ કહે આઈ અને કોઇ કહે માઇ, તાથેઇ તાથેઇ નાચે. તખત.
સેવા કરવામાં સૌ છે તત્પર, થાળ કરી મન રાચે. તખત.
કોઇ કનકને કોઇ કંચોળાં, લાવે છે ભેટને કાજે. તખત.
શુદ્ધ મને ભજે ભાવથકી જે, દર્શનથી દુઃખ ભાંજે. તખત.
સેવકના પૂરો મનમાં મનોરથ, બીન દેખે દીલ દાઝે. તખત.

---

૧૧૭

અંબે માત વિનતિ કરૂં હું તમારી, પૂરોની આશ અમારી. અંબે માત.
ત્રિશુળધારી દિનદયાળી, ભક્ત જનોને તારનારિ;
ઈંદ્રાદિક સનકાદિ વસે છે, સત્તા વખાણું હું તારી. અંબે માત.
આરાસુરવાળી બહુચર બાળી, પાવાની બલિહારી;
ગુજરાત માંહે ધામ અલૌકિક, દર્શનમાં સુખકારી. અંબે માત.
અપંગનાં તેં દુઃખ નિવાર્યાં, અકળ કળા છે તારી;
આ સંસારમાં હું છું પામર, અરજ મારી લે સ્વીકારી. અંબે માત.
અનાથની તેં વાહારે આવીને, સાહ્ય કીધી ઘણી સારી;
ભક્તની ખામી કેમ વિસારે, તું છે પ્રાણ આધારી. અંબે માત.
ચંડમુંડ જેવા દૈત્ય મારીને, પ્રાક્રમ કીધાં તેં ભારી;
બુડતાનાં તેં પ્રાણ ઉગાર્યા, હું રંકને લે ઉગારી. અંબે માત.
અનેક દુઃખ દેવતાનાં તેં દળિયાં, દૈત્ય દળને વિદારી;
ગરીબનીવાજ દયા કરી મુજને, પૂરોની આશ અમારી. અંબે માત.
માત દયાળી કહું વારી વારી, કરજે સાહ્ય અમારી;
વિના આશરો તારો નથી એકે આરો, ભક્તની બુજ જાણનારી.
અંબે માત.
સૃષ્ટિમાં પરમ દૈવત શક્તિ, અનેક નામ ધરનારી;
સ્તુતિ કરે છે ઈંદિરા આદિ, ચરણ કમળ પરવારી. અંબે માત.

---

૧૧૮

અલબેલી અંબે માતરે, જગ જશ વરતાએ.
જુગ જુગમાં વિખ્યાતરે, મહિમા વખણાએ.

મહિષાસુર મારી ભાર ઉતારી, હાંરે માએ ખાસો ઘડયો એ ઘાટરે.
જગ જશ.
ચંડમુંડ વિડારી પ્રાક્રમ ભારી, હાંરે માએ સાધુપીડાની શુણી વાતરે.
જગ જશ.
મધુકીટ હણીઓ તરણા તુલ્ય ગણીઓ, હાંરે માએ રુષિના
ટાળ્યા ઉચ્ચાટ રે. જગ જશ.
રકતબીજ તાડણ દૈત્યસંહારણ, હાંરે માએ જુકિત કરી
ભલી ભાત રે. જગ જશ.
દેવનાં દીલ ઠારી કીર્તિ ઘણી સારી, હાંરે માએ દૈત્યનો વાળ્યો
દાટ રે. જગ જશ,
અનેક દુ:ખીઆ કર્યા છે સુખીઆ, હાંરે મા સેવક જન રળિયાત.
જગ જશ.

---

૧૧૯

કૃપા કરીને મા જકતજનુની, વિનતિ સુણજો મારી. હાંરે વિનતી.
આરાસુરી તું અંબે નિરખની, કરૂણાદષ્ટિ પસારી. હાંરે કરૂણા.
બહુચરબાળી ચુંમાળવાળી, માગું સહાય તમારી. હાંરે માંગું.
પાવાવાળી છો મહાકાળી, વસો છો જંગલ ઝાડી. હાંરે વસોછો.
તુળજામાતા છો સુખદાતા, દક્ષિણમાં વસનારી. હાંરે દક્ષિણમાં
તુજ વિણ મનના કોડ પૂરે કોણ, રંકને લેજો ઉદ્ધારી. હાંરે રંકને.
જેવો તેવો પણ દાસ છું તારો, પૂરોની આશ અમારી. હાંરે પુરોની.

---

૧૨૦

ધન્ય ધન્ય આરાસુરી, ધન્ય કીર્તિ ત્હારી;
ધન્ય કીર્તિ ત્હારી, માત દેવી અંબા ન્યારી. ધન્ય ધન્ય.
દુનિયા તારે દરશને આવે. મેહેર મ જી ત્હારી,
ઘટઘટમાં તું વ્યાપી રહી છે, ધન્ય શકિત ત્હારી. ધન્ય ધન્ય.
અકળ સ્વરૂપ અંબા ત્હારૂં, ન રહે ચિત્તમાં ઉતારી;
સૂરજ સરખા મોહી રહ્યા છે, જે ત્રિશુળધારી. ધન્ય ધન્ય.
શુંભ નિશુંભ હણ્યા માજી, ક્રોધ દીલમાં ધારી;
અગાધ લીલા માત ત્હારી, કેમ શકું વિસ્તારી. ધન્ય ધન્ય.
અલબેલી અંબા આદ્ય શકિત, શંકરની નારી,
એક વાર ઇચ્છા મારી, દરશનની ત્હારી. ધન્ય ધન્ય.
મહિમા માતા શું વખાણું, કોમળ કાંતિ ત્હારી.
ચરણ કમળમાં રાખ અંબે, વ્હારે ચઢજે મ્હારી. ધન્ય ધન્ય.

---

૧૨૧

ઉનાઇ માતારે અવીચળ છે.
હાંરે મા શ્રીગુરૂ ગણપતિ શારદા, હાંરે ચરણે નમાવું શીશરે.
હાંરે કીરપા કરો જગદીશરે, ઉનાઇ માતા રે અવિચલ છે.
હાંરે મા રામ તે ચંદ્રજીના યજ્ઞમાં, હાંરે મળ્યા રૂષિ સહસ્ત્ર દેવરે.
ઉનાઇ.
હાંરે તેને ઉષ્ણોદક માંગ્યાં સ્નાનમાં, હાંરે પ્રકટયાં તત્ખેવરે. ઉનાઇ.
હાંરે માનો પ્રવાહ ચાલ્યો તે લ્હેકતો, હાંરે ફોડયાં સાત પાતાળરે. ઉનાઇ.

હાંરે માની જવાળા તે ગગને ગાજી રહી, હાંરે મેરૂ ઝાંખે નિરધારરે.
ઉનાઇ.
હાંરે માને ચીર તે ચુંદડીના ચંદ્રવા, પ્હેરણ દક્ષીણનાં ચીરરે. ઉનાઇ.
હાંરે માને પાંચ પટાનો ઘાઘરો, સાલુડે કસબી છે કોર રે. ઉનાઇ.
હાંરે માને લીલડા ગજની કાંચળી, હાંરે ડોકે જગમોતીનો હારરે. ઉનાઇ.
હાંરે માને અબીલ ગુલાલના છાંટણાં, સિંદુરે વરસ્યા છે મેઘરે. ઉનાઇ.
હાંરે માએ ચૈતર માસ પ્રકાશિઆ, મળ્યાં અતીતનાં ઝુંડરે. ઉનાઇ.
હારે તેને જટાવિભૂતિ બિરાજતી, હાંરે એવાં પુરૂષ પાવનરે. ઉનાઇ.
હાંરે માનો ગરબો ગાએ ને જે કોઇ સાંભળે, હાંરે તેનો વૈંકુંઠ
વાસરે. ઉનાઇ.
હાંરે તેતો ચાર પદારથ પામશે, હાંરે પુરો મનડાંની આશરે. ઉનાઇ

---

૧૨૨

અલબેલીરે અંબે માત, જોવાને જઇએ.
વરદાઇ બહુચર માત, જોવાને જઇએ.
સપ્તસીંગીરે સાચી માત, જોવાને જઇએ.
પાવાવાળીરે કાળી માત જોવાને જઇએ.
જોવારે જઇએ ને સુખીયાં થઇએ, આરાસુરમાં રહીએરે,
આપ આપના મનની વાતો, અંબા આગળ કહીએ. જોવાને.
આરાસુરમાં અંબા બિરાજે, પાવાગઢમાં કાળીરે;
દાક્ષણમાં તુળજા ભવાની, ચુંમાળ બહુચરબાળી. જોવાને.
માને પારે હવનજ થાય, ને ચીર ચુંદડી હોમાયરે;
બ્રાહ્મણ સઘળાં વેદ ભણે ત્યાં, માતુની મંગળ ગાય. જોવાને.

મા આંધળાંને આંખજ આપો, પાંગળાને આપો પાયરે;
નિરધનીયાને ધનજ આપો, વાંઝીયાને પારણા બંધાવો. જોવાને.
કરજોડીને કરૂં વિનતિ, શિવાનંદ તારો દાસરે,
કૈલાસ જેને વાસજ આપો, અંબા ને પરતાપ. જોવાને.

---

૧૨૩

તાર માતા તાર, તાર ત્રિભુવનરાણી, તું મારી દીનદયાળ.
મે ત્હારી સેવા ન જાણી, અંબાને દરબાર, મોગરો મોહી રહયો રે.
ફુલ ફુટયાં દરબાર, હાર ગુંથાઇ રહયોરે, કયા ભાઇ વેડે ફુલ કઇ
વહુ હાર ગુંથેરે.
તે મારી અંબાને કાજ દેખીને જગ મોહ્યાંરે. તાર માતા.
તુળજાને દરબાર મોગરો મોહી રહયો રે, ફુલ ફુટયાંરે દરબાર.
હાર ગુંથાઇ રહયો રે કયા વેડે ફુલ, કઈ વહુ હાર ગુંથે રે.
તાર માતા.

બહુચરાને દરબાર મોગરો મોહી રહયો રે, ફુલ ફુટયાં રે દરબાર;
હાર ગુંથાઇ રહયો રે, કયા ભાઇ વેડે ફુલ, કઈ વહુ હાર ગુંથે રે.
તાર માતા.
કાળકાને દરબાર મોગરો મોહી રહયોરે, ફુલ ફુટયાંરે દરબાર.
હાર ગુંથાઈ રહયોરે, કયા ભાઇ વેડે ફુલ, કઇ વહુ હાર ગુંથેરે;
તે મારી કાળકાને કાજ, દેખીને જગ મોહ્યાંરે.

---

૧૨૪

આજ મારી આઠેમ રંગ ભરીરે, મારે રમવા સરખી રાત.
હું તને વિનવું અંબીકારે. મારે ગરબે રમવા આવ.
હું કેમ આવીશ એકલીરે, મારી સાથે સહિયરનો સાથ,
પહેરોની ચીરને ચુંદડી રે, માતા હોડો કસુંબા ઘાટ.
આંખડી આંજો અણીઆળડીરે, માતા ટીલડી ચોડો લેલાટ.
કેડે પટોળડી ખસમસેરે, માને ઝાંઝરનો ઝમકાર.
પાંચ પટ્ટાનો માને ઘાઘરોરે, માને સાળુડે કસબી કોર,
લીલડા ગજની કાંચળીરે, માને ડોકે તે નવસેરો હાર.
આછી તે પીએળ ક્રમ ક્રમેરે, માનાં મોતીડાં તપે લેલાટ.

---

૧૨૫

કીરપા કરજો અંબા આજ મને કીરપા કરજો અંબા.
બારે બત્રીસી રસોઇ કરૂં મા, ભોજન ભાવે જમવા. આજ મને.
ચોસેઠ જોગણી ટોળે મળીરે મા, આવજો ગરબે રમવા. આજ મને.
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, શુંભ નિશુંભને દમવા. આજ મને.

---

૧૨૬

અંબાજીને ગાય જે કોઇ અંબાજીને ગાય.
તેનેરે આંગણે નિત્ય દિવાળી, આનંદ ઓચ્છવ થાય. જે કોઇ.
સેવક જનોની દયા જાણીરે મા, હાથમાં ત્રિશુળ સાહ્ય. જે કોઇ.
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, અવિચલ ચરણે સોહાય. જે કોઇ.

---

૧૨૭

બેડો બાઇ બુડતો તારોરે, અંબે આઈ પાર ઉતારોરે.
આ ખેપે હું તો ઘણું કમાયો, ભર્યો અનર્ગળ માલ,
મધ્ય દરીયા વચ્ચે તોફાન લાગ્યું, શારે થશે હવે હાલ. બેડો.
ખલાસીઆ તો ખડબડ કરેછે, મહા જુલમ મનમાય,
માલધણી વીમાસી રહયો છે, ડોલ્યું દરીયામાંય બેડો.
મધ્ય દરીયા વચ્ચે ડોલ્યું માતાજી, વહાણુને નથી વીશ્રામ,
એક નામનો આશરો તારો, કરો સેવકનાં કામ. બેડો.
ઉંચું જોઉં તો આભ માતાજી, નીચું જોઉં તો નીર,
બાળા શક્તિ મારી બુમ સાંભળને, સાજું રાખોને શરીર. બેડો.
કુવાયરાની લ્હેરો લાગીને, મોજાં તણી શી વાત,
અપશુકનીઆ વેળા આવી છે, ધાઓ ધાઓ અંબે માત. બેડો.
હાથેથી હંવે નેજા છુટયાં, શઢ પણ ડંડા તોડ,
અંત સમાની વેળા થઇ છે, હવે મોટે ભાલે છે મોડ. બેડો
ડુંગરીએ તો દવ લગાડેલો, પુર્ણ કીધેલાં પાપ,
એક પહોરથી સ્તુતિ કરૂં છું, આવોને આપો આપ. બેડો.
અડધું વહાણ મેં અર્પણ કીધું, સાક્ષી ઉંચો આભ,
આ અવસરે આરાસુરી આવો, નથી ખાવો મારે લાભ. બેડો.
જગત જનેતા સ્તુતિ સુણી થયાં, વાઘ ઉપર અસ્વાર,
ઝાઝ ઉપર જઇ ત્રીશુળ ઝાપટયું, તાર્યું તે જળ મોઝાર. બેડો.
વહેવારીઓ તે અચરજ પામ્યો, આવ્યું મનમાં વ્હાલ,
કરજોડી રાવો ભક્ત ભણેછે, અરપી દીધો બધો માલ. બેડો.

———

# છુટક ગરબા.

---

## ૧૨૮

આજને આવ્યારે હરિ દાવમાં.
હાંરે ભોળા ભાવમાંરે ભોળા ભાવમાં,
તે ભૂધરને ભેટીએજીરે. આજ.
દાવ પડે ત્યારે લાજ ઘટે,
હાંરે ત્યારે સાથરે તે શીદને આળોટીએ જીરે. આજ.
મ્હારારે મનમાં એવું આવે છે,
હાંરે એવા વ્હાલમાં તે લાલને લપેટીએ જીરે. આજ.
દાસ રાજેના સ્વામી તમે રે મળ્યા છો,
હાંરે ત્યારે દોહ્યલા તે દિન શીદ ગાળીએ જીરે. આજ.

---

## ૧૨૯

આવોની લાલ વરણાગીઆ,
હાંરે ઘેર આવોની શ્યામ સવાદીયા જીરે. આવો.
હાંરે કહાના આવો તો શીખવું ચાતુરી,
હાંરે આપણે રમીએ તે રંગભેર રાતડી જીરે. આવો.
હાંરે જઇએ જમુનાંજીના ઘાટમાં,
હાંરે પેલા દુર્જન લોક દેખે વાટમાં જીરે. આવો.
હાંરે એવા દાસ રાજેના સ્વામી રાંકડા,
હાંરે હું તો મોહી રહી મૂછના આંકડા જીરે. આવો.

---

૧૩૦

આવોની નંદજીના લડકા.
હાંરે હું તો પ્રેમે પાઉં દૂધના વાડકા જીરે. આવોની.
હાંરે મ્હારા મનમાં તે ઘણી હોંસ છે,
હાંરે મ્હારા ઘરમાં તે મોળી છાસ છે જીરે. આવોની,
હાંરે તુજ માટે ગોરસ મુકયું શીકલે,
હાંરે વ્હાલા ચતુરાઇ મારી પાસે શીખ લે જીરે. આવોની.
હાંરે એક વાત કહું રે તારા કાનમાં,
હાંરે હું તો મોહી રહી ત્હારી સાનમાં જીરે. આવોની.
હાંરે અલ્યા દાસ રાજેના સ્વામી માહરા,
હાંરે ગોપી ગાય છે તે ગુણ હરિ તાહરા જીરે. આવોની.

---

૧૩૧

આજની ઘડીરે રળિયામણી,
હાંરે મારા વ્હાલાજી આવ્યાની વધામણી જીરે. આજની.
હાંરે સોહાસેણ પૂરોની સાથિઆ,
હાંરે ઘેર મલપતા આવે હરિ હાથીઆ જીરે. આવોની.
હાંરે સોહાસેણ ચાર તેડાવાંએ,
હાંરે મ્હારા વ્હાલાજીને મોતીડે વધાવીએ જીરે. આવોની.
હાંરે સોહાસેણ મળજો જે ઘડી,
હાંરે મારા પ્રભુજી પધારે તે ઘડી જીરે. આવોની.
હાંરે અલ્યા દાસ રાજેના સ્વામી ફાંકડા,
હાંરે હું તો મોહી રહી મૂછના આંકડા જીરે. આવોની.

૧૩૨

મોહી રહી મોહી રહી મોહી રહી હાંરે
નંદજીના કુંવરને મોહી રહી.
એનું મુખડું હું તો જોઇ રહી રે. નંદજી.
શ્યામ સ્વરૂપ એનું મધુરું મુખ છે,
ગેડલી હાથમાં સોહી રહી રે. નંદજી.
જળ જમુનામાં નહાવારે પેઠાં,
કદમે બેઠો વસ્ત્ર લઇ લઇ રે. નંદજી,
વૃંદાવનની કુંજ ગલીમાં
રાસ રમે વ્હાલો થેઇ થેઇ રે. નંદજી.
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર.
ચરણ કમળ ચિત્ત હું રહી રે. નંદજી.

---

૧૩૩

બાજે બાજે બાજેરે તેરે બંગલેમેં ઘુઘરૂ બાજે.
રૂમઝુમ રૂમઝુમ નેપુર બાજે,
ઘુમઘુમ ઘુઘરૂ બાજેરે. તેરે.
બીંદ્રાબીનકી કુંજ ગલનમે,
રાધા કૃષ્ણ બિરાજેરે. તેરે.
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર,
ચરણ કમળ ચિત્ત રાજેરે. તેરે.

---

૧૩૪

બગીયાં બગીયાં બગીયાંદે, મેરે બાલમ બિરાજે સારી બગીયાં.
મોર મુકુટને કાને કુંડળ, પીળા વાઘાને લાલ તંગીયારે. મેરે.
બીંદ્રાબનકી કુંજ ગલનમે, સોળસેં ગોપીને વ્હાલે ઠગીયાંરે. મેરે.
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, લાલ રંગીલો રંગીયાંરે. મેરે.

---

૧૩૫

કહાના મોરી ગાગરીયાં ભર દે, ભર દે, હો શિર પર ધરદે: રે.
કહાના.
મેં જલ જમુના જાતી ભરનકું, ગાગરીયાં શીર પર ધરદે રે.
કહાના.
તુમ મત જાનો લાલા ઓર એકલી, સાથે સાહેલી મેરો સંગ છે રે.
કહાના.
તુમ મત જાનો લાલા ઓર કુંઆરી, મેરો સામળીઓ વર છે રે.
કહાના.
તુમ મત જાનો લાલા ઓર આ ગામકું, બીસરામે મેરો ઘર છેરે.
કહાના.
આગે જાઉં તો ફૂટે મેરી ગગરી, પાસે જાઉં તો ભીજે સબરીરે.
કહાના.
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, ચરણકમળ ચિત્ત ધર દેરે. કહાના.

---

૧૩૪

નહિં દઉં નહિં દઉં નહિં દઉં રે, કહાના આજે તમને દાણ નહિ દઉં,
તારો જુલમ તે હું કેમ સહું રે. કહાના.
આવડો જુલમ આ શો કરે છે, મારી પૂંઠે પૂંઠે ફરે છે રે. કહાના.
લાખ ટકાનું ગોરસ મારૂં, વેપાર કરીને ખોટ કેમ સહુ રે. કહાના.
પાધરે મારગ જાઓ પાતળીઆ, ઝાઝું કરશો તો કંસને કહું રે. કહાના.
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, ચરણકમળ ચિત્ત હું રહું રે. કહાના.

---

૧૩૫

શ્યામ રંગ સમીપે ન જાવું, મ્હારે આજથકી શ્યામ રંગ સમીપે ન જાવું.
જેમાં કાળાસ તે સહુ એક સરખું, સરવમાં કપટ હશે આહવું. મારે.
કસ્તુરીની બીંદી કપાળે કરૂં નહિં, કાજળ ન આંખમાં અંજાવું. મારે.
કોકીલાનો શબ્દ સૂણું નહીં, કાગ વાણી શકુનમાં ન લાવું. મારે.
નીલાંબર કાળી કંચુકી ના પહેરૂં, જમનાના નીરમાં ન ન્હાવું. મારે.
મરકટ મણીને મેઘ દૃષ્ટે ના જોવા, જાંબુ વંત્યાક ના ખાવું. મારે.
દયાના પ્રીતમ સાથે મુખે નીમ લીધો, પણ મન કહે જે પલક ના નીભાવું. મારે.

૧૩૬

મોહનજી માણેક ઠારીઆ ઠારીઆં ઠારીઆં ઠારીઆંરે. મોહનજી.
આછી તે પોળી ને ઘીમાં ઝબોળી, માહીં મીઠાઇઆં બનાઇઆંરે.
મોહનજી.
દુધ પૌવા ને રાયતી કેરી માહીં, ગુવારીઆં વધારીઆ. મોહનજી.
સુરણ પુરણ આદા ચીરી માંહી, લીંબુકી ખટાંઇઆંરે. મોહનજી.
પાનનાં બીડાં ને લવિંગ એલાયચી, રાધે પ્યારીકી બલીહારીઆંરે.
મોહનજી.
વૃંદાવનની કુંજ ગલીમે, મોહને બંશી બજાઇઆંરે. મોહનજી.
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, ફુલડે સેજ બીછાઇઆંરે, મોહનજી.

---

૧૩૭

## ઓધવજીના હારીઆં.

કાનુડો તો કામણગારો, કાનુડો તો કામણગારો,
કાનુડો તો કામણગારો રે, ઓ બ્હેની આતો.
કાનુડો તો કામણગારો રે.
રંગે રાતો, મદમાતો, વાંસળીમાં ગીત ગાતો,
નયને શું કરે વાતોરે. ઓ બ્હેની.
જમુનાજી ગઇ પાણી, વ્રેહપીડા ભરી આણી,
ઘેલી થઇ હું આવી શાણી રે. ઓ બ્હેની.
તેં કહ્યું તે મેં ન માન્યું, આજે મારી જાતે નાણ્યું,
આવડું મેં ન્હોતું જાણ્યું રે. ઓ બ્હેની.
બ્હેની તારે પાયે લાગું, વ્હાલા વિના ઘેલું લાગ્યું,
દયાનો પ્રીતમ માગુંરે. ઓ બ્હેની.

૧૩૮

શ્યામને સમજાવી કહેજો, શ્યામને સમજાવી કહેજો,
શ્યામને સમજાવી કહેજોરે, ઓધવજી એટલું,
શ્યામને સમજાવી કહેજો રે
બ્રીજની નારી ઘણું વલખે, મનડું મળવાને તરસે,
મોહનજી આવજો કાંઇ મસે રે. ઓધવજી.
અક્રુરજી અહિં આવ્યા, કપટે હરિને સમજાવ્યા,
અમારાં કાંઇ ન ફાવ્યાં રે. ઓધવજી.
કુબજા તો જાતે કપટી, વ્હાલાને લીધો લપટી,
ગોકુળમાંથી ગયારે છટકીરે. ઓધવજી.
રંગીલો તે રંગમાં ભીન્યો, ગોપીઓનો સાથ સુનો,
ઓધવજી અમારો શો છે ગુનો રે. ઓધવજી.
શરદ સમે રાસ રમ્યા, ભેળા બેસી ભોજન જમ્યા.
મથુરાના લોકો હવે ગમ્યા રે. ઓધવજી.
મળે તો મીઠાના સ્વામી, હૈયામાં રહ્યા રમી,
પાયે લાગું નમી નમી રે.

---

૧૩૯

વ્હાલાને મનાવી લાવો, વ્હાલાને મનાવી લાવો,
વ્હાલાને મનાવી લાવો રે, ઓધવજી મ્હારા,
વ્હાલાને મંનાવી લાવો રે.
ગોકુળીડું તો સુનું લાગે, નંદજીનું ઘર સાગે,
તેમાં કાંઇ ન સારૂં લાગેરે. ઓધવજી.

જમનાજી તીરે જાય, તરસ્યા ગોવાળિઆ થાય,
જુવે છે તમારી વાટરે.
જશોદાને માત કહાવો, નંદજીને તાત કહાવો,
ઘડપણે રઝળાવી શું જાઓરે. ઓધવજી.
દશરથે દેહ ત્યાગી, નંદઘેર ન જોયું ઝાંખી,
ગોપીઓ રઝળતી રાખી રે. ઓધવજી.
ઘરથી ન જાણ્યો આવો, ધુતારાનો કાવો દાવો.
કપટી કાનુડો કહાવો રે. ઓધવજી.
ગોકુળથી ગયા ન્હાસી, ઘરમાં રાખી કુબજા દાસી,
મથુરાના થયા વાસી રે. ઓધવજી.
મળો તો મીઠાના સ્વામી, જીવન અંતરજામી,
તમને શિખામણ શાની રે. ઓધવજી.

---

૧૪૦

ભજો સૌ ગંગાધરને ભજો સૌ ગંગાધરને,
ભજો સૌ ગંગાધરને રે, ભોળો ઇશ છે,
ભજો સૌ ગંગાધરને રે.

ડાકડમરૂને માળા, કંઠે છે સર્પ કાળા.
અર્ધાંગે હિમાચળ બાળા રે ભોળો.
સર્વાંગે ભસ્મ બિરાજે, જટામાં જાન્હવી છાજે,
ભૂતપ્રેત આગળ ગાજે રે. ભોળો.
બીલપત્ર એને વ્હાલી, રૂદ્રાક્ષ કંઠે ઠાલી,
જગદંબા એને વ્હાલી રે. ભોળો.

ત્રિલોકનો એ છે જોગી, આંખ્યા એ માન્યો ભોગી,
પાર ન પામે કોઇ શોધી રે. ભોળો.

---

૧૪૧

ઘેલા નંદજીના કુંવરે ઘેલાં કીધાં જો, વ્હાલે લીધા અમારા પ્રાણ જો. નંદજી.
વ્હાલો ગોકુળ મૂકીને મથુરાં ગયો જો, વ્હાલે કુબજા સું બાંધી પ્રીતજો. નંદજી.
વ્હાલા ગોકુળની શેરી સોહામણી જો, ત્યાં તો નિત્ય નિત્ય નવલા રંગજો. નંદજી.
વ્હાલે રાસ રમાડીને તેડીયાં જો, વ્હાલે તેડીને તરછોડીઆં જો. નંદજી.
મેહેતા નરસૈઆનો સ્વામી ભલે મળ્યો જો, વ્હાલે ફરીને રમાડ્યાં રાસજો. નંદજી.

---

૧૪૨

જમના કાંઠે ઉભો તે સુંદર શામળો જો, મીઠી મોરલીમાં મધુરી વેણુ વગાડતોજો. જમના.
ગોપી જમના નહાવાને નિસર્યાં જો, નહાવાં નિસર્યાં ને અંગનાં આભરણુ વિસર્યાં જો. જમના.
ગોપી આકુળ વ્યાકુળ થાય ઘણી જો, આપણાં અંગના આભરણુ કહોની સખી ક્યાં હશે જો. જમના.
વ્હાલે વનમાં વગાડી ઝીણી વાંસળી જો, વાગી વાંસળીને કોરી મારી પાંસળી જો. જમના.

મેહેતા નરસૈઆના સ્વામીને વિનવું જો, આપો ચુંદડી અમારી પાસે
પડું જો. જમના.

---

૧૪૩

ગરજીરે તમને જાણ્યા હો ગિરિધારી, મતલબીઆ છો મોહન
મોરારી. ગરજીરે.
મનેરે માયા લાગી છે તમારી, મારે મન ઝાઝી છે મોરારી,
વ્હાલેરે મને શા માટે વિસારી. ગરજીરે.
પહેલીરે મને ખબર આવી પડતી, એની સાથે પ્રીત નહિ કરતી,
વ્હાલારે મને મૂકી ગયા રડતી. ગરજીરે.
મેં તો રે જાણ્યું ઉજળું તે દુધ હશે, તેને રે બ્હાને વાહી મ્હને છાસે,
રહીતી હું તો તમારે વિશ્વાસે. ગરજીરે.
જશોદાના કહાન તમે કાળા, કાળારે બહુ આંખતણા ચાળા,
તે પર હું તો મોહી છું નંદલાલા. ગરજીરે.
હવેરે હરજી ઘણું થયું ગિરધારી, ક્ષમા કરો ચુક થઇ મારી,
થઈને રહી છું દાસી તમારી. ગરજીરે.
પ્રીતમના સ્વામી મને મળીયા, દુઃખરે મારાં જનમનાં ટળીયાં,
ગોપીરે સૌ આનંદથી મળીયાં. ગરજીરે.

---

૧૪૪

કંથ રે મારા કઠણ થયા કરમે, ઘાયલ થઇ છું ચિત્ત ન ઠરે ઘરમે.
કંથરે.
વ્હાલારે મારાં મથુરાના વાસી, વ્હાલીરે કીધી કંસતણી દાસી,
કીધીરે કહાના કુબજા પટરાણી. કંથરે.

ગોકુળીઆમાં સુનું બહુ લાગે, કટારી તો પ્રેમતણી વાગે,
ફેર આવો જશોદાના જોયા. કંથરે.
રાતદિન રોતાં સખી જાએ, વિયોગનું દુખ ન સહેવાયે,
લાવો કોઇ સમજાવી વ્રજરાએ. કંથરે.
ગોપીકાના સુખ સાગર આવ્યા, થાળ ભરી મોતીડે વધાવ્યા,
હાવે થઇ છે આનંદની હેલી. કંથરે.

---

૧૪૫

## ગોવાળીયાના હારીયાં.

લગારેક નંદના છોરારે, આવો મ્હારી ગાવડી દોહવારે.
મ્હારી ગાવડી તુજને હળીરે તુજને દોહવા દે,
હેલવણીનો ટકો પૈસો થાય તે પહેલો લે. લગારેક.
આવડો મોધો શું થયોરે, શોધ્યું ગોકુળ ગામ;
આજતો મારે જો પડયું, વ્હાલા તુજ સરીખું કામ. લગારેક.
ઘરનાં છોકરાં રોતાં મુકીને, તુજને ખાવા આલું,
કંઠ તણો કંઇ હાર લઇને, કહાનજી કોટે ઘાલું. લગારેક.
મનનું હેત તો મન જણાવે, મ્હોંએ કહે શું થાએ.
નરસઇઆંના સ્વામી વિના, મારૂં જીવ્યું અનરથ થાએ. લગારેક.

---

૧૪૬

ચાલ્યો જારે ગોવાળિઆ, તું અમશું ના કર મોહ.
કીકી ત્હારી કામણગારી, કાળી ત્હારી વેણ,
મોરલીમાં મોહ પમાડી, શીદ નચાવે નેણ. ચાલ્યો.

વનમાં આવી વેણુ વગાડે, કરે મધુરી વાત.
મારગમાંથી રહે વેગળોરે, જાણશે તારો તાત. ચાલ્યો.
પાધરી વાટે જાઓ પાતળિયા, શીદને ખોટી થાઓ.
પરનારીનો પાલવડો તમે, ઘોળે દીસે શું સાહો. ચાલ્યો.
જો મ્હારૂં મહી લુટશો તો મુખની ખાશો ગાળ,
ભાલણ પ્રભુ રઘુનાથજીરે, તમે શાને બોલો આળ. ચાલ્યો.

---

૧૪૭

જા જા જૂઠડી નારીરે, પૂછું પરણી કે કુંવારીરે,
જૂઠી જૂઠડી શું કરોરે, સંભાળોની આપ,
મારગ વચ્ચે રોકે તેને, બે હોય મા ને બાપ.
શું પૂછો નંદના છૈયા રે, અમો ગોકુળની મૈયારે.
કૃષ્ણ કહેછે કામની રે, સાંભળી લે સહી,
પૂછ ત્હારાં માબાપને, જે વેચવા મોકલી મહિ. જા જા.
મથુરામાં જનમ્યો ને, નંદજીનો બાળ,
મારગ વચ્ચે રોકીને તું શીદ કરે છે આળ. શું પુછો.
કૃષ્ણ કહે છે કામનીરે, મહિયારીરે માતી,
મહી વેચીને પાછી ફરતી રંગે છે રાતી. જા જા.
સાસુ અમારી ખીજશેરે, પરણ્યો પુછે પેર,
નરસૈઆના સ્વામી અમને, જાવા દો ને ઘેર. શું પુછો.

---

૧૪૮

ધુતારી ધુમટાવાળીરે, આંજ્યા વિણ આંખડી કાળીરે,
ઉંચીને અલબેલીરે, પાતળી પરિધાન,

જોબનીયાનું જોર ઘણું, હું ઉતારૂં અભિમાન.

નાનપણામાં નામજ કહાડયું લોક કરે વખાણ,
મ્હોં માગે ને આંખડી લાજે, માંહોમાંહે શું દાણ.

ચાલ્યો જા પાધરી વાટેરે, સાંખું નંદરાયના માટે.
આ ગોકુળમાં ઘણી વસે છે, મોટી જાત આહીર.

વ્હેવારની વાટે લજ્જા શાની, છે વડકણાની રીત. ધુતારી.

પાધરી વાટે તે લડેરે, જેને હોય બે બાપ,

એ શું દાણ લખાવી લાવ્યા, કંસરાયની છાપ. ચાલ્યો.

છાપ તો ત્હારો બાપ કરે છે, રાંકડો ભીખુભાન,
અમો કુંવર નંદરાયના ગણું કંસને તૃણસમાન. ધુતારી.

સમજી બોલો શામળારે, લોક સાથે શાં લાડ,

ભીખ માગીને જીવવું, માનો પરમેશ્વરનો પાડ. ચાલ્યો.

ગોપી ગાળ દ્યો અદકેરી, છે જોરાવરીનો પોરો,

ભીખ માગ્યાની પેર કહું, તું કાન ધરની ઓરો. ધુતારી.
કાન ધર્યાનું કામ શું છે. સમજ્યાં મનની વાત,

એવો કો દેખતી નથી, જે અટકાવી શકે હાથ. ચાલ્યો.

આવે રાણી ઈંદ્રાણી તો, જાય મુકીને માન,

તારૂં સર્વસ્વ લઉં સુંદરી, તો નામ મ્હારૂં કહાન. ધુતારી.
છ વર્ષનો છોકરોરે, ચોરીને પીતો છાસ,

સર્વસ્વ આપું શામળા તું, આવ મારી પાસ. ચાલ્યો.

તું મદમાતિ મહિયારી, હું નિકટ ન્હાનું બાળ,
બાળપણું તુજને દેખાડું, થાવા દે સંધ્યાકાળ. ધુતારી.

વિવાદ કરતાં દિવસ વિત્યો, અબળા આકળી થાય,

પ્રેમાનંદ પ્રભુ જાવા દ્યોને ગોપી લાગી પાય. ચાલ્યો.

---

૧૪૯

કાળા કહાનજીરે મારી ચુંદડીના ચોર,
મીઠી મોરલીવાળારે, મ્હારી ચુંદડીના ચોર.
લાખ ટકાની ચુંદડી ને, નવલખો છે રંગ,
કાળી થાશે કામણગારી જો અડકશે તારૂં અંગ. કાળા.
ચુંદડી ચોરી વ્હાલો ચડયો કદમની ડાળ,
અમે ઉભાં જમનાજીમાં કર જોડી ભીંજનાર. કાળા.
નંદના લાલા ના કર ચાળા, કાનજી ગોવાળા,
મધરાતે મથુરાંથી આવ્યા લઇને ઉચાળા. કાળા.
લગન લઈ નથી પરણાવ્યોરે નથી ખરચ્યાં દામ,
રામકૃષ્ણ પ્રભુ પાતળા મારા ભવનાં સીધ્યાં કામ. કાળા.

---

૧૫૦

સલુણી રાધે પ્યારીરે તું તો મેરો કહ્યો માન.
તુંજને તેડે શામળોરે કુંજગલનની માંહ્ય,
સરખે સરખી મળી સુંદરી પ્યારી તુંજ સમોવડ ત્યાંય. સલુણી.
સૌ વ્હાલી છે શ્યામને પ્યારી અદકો તુજ સું નેહ,
સુનો ફરે છે શામળો જાણે પ્રાણ વિનાનો દેહ. સલુણી.
સખીયો સૌ વિનવેરે ચાલો અમારી સાથ,
ભાલણ પ્રભુ રઘુનાથજી તો માને તમારો પાડ. સલુણી.

---

૧૫૧

સુંદર શામળારે અમે હાર્યાં ને જીત્યો તું.
દિવાકર અસ્તાચલ પ્હોંચ્યા પડી પ્રભુજી સાંજ,
પરણ્યા પિયુને ઉત્તર દેવો કેમ રહીએ વનમાંય. સુંદર
સાસુડી સાપેણ નણદી નાગેણ જેઠ જેવો જમ,
સૂરજ સરખો સ્વામી તેને ઉત્તર દઈશું કેમ. સુંદર.
કાલ લેતો તે આજ લેને અમને અસુર થાય,
ગૃસ્થાધર્મની મોટી મેડી ઘેર દોવી છે ગાય. સુંદર.
દાણ તમારૂં અમે લઈશું તમે આપીને જાઓ,
પ્રેમાનંદ પરમેશ્વર કહે ગોપી આકળાં શાને થાઓ. સુંદર.

---

૧૫૨

## મહિયારીનાં હારિયાં.

પ્રથમે સમરૂં શ્રી ગણપતિ દેવા, તમે છો ગરીબનીવાજરે,
ઉંચાં રે નીચાં દેવળ ચણાવું, ત્યાં ત્હારી મૂર્તી પધરાવું. પ્રથમે.
તેલ મોગરેલ તમને નિત્યે ચડાવું, દુર્વાએ કરૂં તારા સેવારે,
મીસરીરે ભોગ તને નિત્યે ધરાવું, મોદિક ધરાવું તને લેવારે. પ્રથમે.
જમણા હાથમાં ફરસી ધરાવું, ઉંદર વાહન ચડવારે,
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, સિંદુરે કરૂં તારી સેવારે. પ્રથમે.

---

૧૫૩

મલપતીરે મહિયારીરે આવી, માથે મહિની ગોળીરે,
મહિ લો મહિ લો ગિરધરધારી, ભણે તે ભામની ભોળીરે. મલપતી.

ઘરમાંથી ગોવિંદજીરે આવ્યા, ગોરસ નાંખ્યા ઢોળીરે,
ચાલ્યો જાની કુંવર કનૈયા, મહી મારૂં ઢોળાશેરે. મલપતી.
લાખનોરે લેંઘો ને લાખનોરે સાળુ, સવા લાખની ચોળીરે.
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, રાધારંગમાં રોળીરે. મલપતી.

---

૧૫૪

લાડેકવાયા તને લાડ ન કરીયે, ઢળશે મહિની મટકીરે,
મહિયારી મહિ વેચવા ચાલી, માથે મહિની મટકીરે. લાડેક.
વૃંદાવનને મારગ જાતાં, ગોરસ નાખ્યાં પટકીરે,
કહાનુડે કંઇ વનમાં ઘેરી, ગોરસ પીધાં ગટકીરે. લાડેક.
કઠણ રાજ છે કંસજ રાયનું, ચોરે ચડશો ચટકી રે,
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, સામળી સુરતપર છટકીરે. લાડેક.

---

૧૫૫

છેડલો રે મુક છબીલા કહું છું, તુટશે મોહનમાળારે,
દેખાઇતા રે હરિ ન્હાના સરખા, કયાંથી શીખ્યા આવડા ચાળારે.
છેડલો.
હરી તમે છો ન્હાના હું છું મોટી, લોક તે કરશે હાંસી રે,
પઇસો હોય તો લોની વેચાતી, થઇ રહું તમારી દાસી રે, છેડલો.
અમે વહુઆરૂ મ્હોટાંરે ઘરનાં, દીઠડે મારગ જાવું રે,
નાથ વિના બીજો નર નથી નીરખ્યો, કહો તેવા સમ ખાઉંરે છેડલો.
ચીર ફાડીને જેમ કકડા રે કરીએં, ધરૂં ઉપર જેમ લીંટીરે,
નરસૈંઆના સ્વામીની સંગે રમતાં, હાથની ઉતારી આપી વીંટીરે. છેડલો.

---

૧૫૬

હાથ ચક્ર ત્રિશુળ બિરાજે, અલેક જગાવે નગરીમેં,
શ્રીકૃષ્ણકે દર્શન કરને, આયે સદાશિવ ગોકુળમેં. હાથ.
જટા મુગટપર વ્હેતી ગંગા, ચંદરમા શિર ઊપર હે,
ગલે રૂંઢકી માળા બિરાજે, રૂપ ભયાનક અદકા હે. હાથ.
શેષનાગ તબ રહા લપટકર, આલમ ભાગે દુર દુર હે,
કોન મુલકસે આયા જોગી, દેખો ગોકુલ અંદર હે. હાથ.
અલીગલીમે અલેક જગાકર, આયે નંદ કે આંગનમેં,
માત જશોદા બેઠી મ્હેલમેં, અવાજ સુની આ કાનોમેં. હાથ.
અવાજ સુનકર આઈ જશોદા, આન ખડી દરવાજેમેં,
જબ જોગીકા સ્વરૂપ દેખા, બીચાર કરતી હે દીલમેં. હાથ.
થાળી ભરકર કંચન લાઇ, લો બાવાજી ઝોળીમેં,
શિવજી કહેતે હમ નહિ લેતે, લે જાઓ માઇ અપને ઘરમેં, હાથ.
ચાર ખુંટકા સોનારૂપા ભર્યા હે માઇ મેરી ઝોળીમેં,
હીરા કંચન પાટ પીતાંબર, જો ચહીએ સો હે ઘરમેં. હાથ.
દુર દેશકા મેં હું જોગી, રહેનેવાલા કાશીમેં,
તેરે બાળકકી સુરત દેખને, આયા ગોકુલ નગરી મેં, હાથ.
જલદી લાવ માઇ તેરા બાલકકું, દરશન કર જાઉં કાશીમેં,
શ્રીકૃષ્ણકે દરશન કરને આયા હું મેં ગોકુલમેં. હાથ.
કહેત જશોદા સુનો બાવાજી, એ બાતાં નહિ હોનેકી,
મેરા બાલક કલકું જનમ્યા, ખબર નહી ઇનકે તનકી. હાથ.
કાળા પીળા સ્વરૂપ તુમેરા, સુરત જેસી બાઘોકી.
મેરા બાલક ડર કર મર જાએ, નજર લગે કોઇ રાંડોકી. હાથ.

ઇન ગોકુલમેં બહોત હે બાલક, જો સુરત દેખો ઉનકી,
મેરા બાલક બહોત હય છોટા, ઘરમેસેં નહીં લાનેકી હાથ.
થાળી ભરકર કંચન લાઇ, ઉપર ભિક્ષા મોતનકી.
લેના હોય તો લો બાવાજી, મેં બાલક નહી લાનેકી. હાથ.
કહત સદાશિવ સુનો જશોદા, એ બાલક નહિ બીનેકા.
તીન લોકકું યહી ડરાવે, એ દાતા તીન ભોવનકા. હાથ.
ચંદા સુરજ નવ લાખ તારા, ધ્યાન ધરે તેરા બાલકકા,
સુરવર મુનિવર નારદ શારદ, સબ સમરન કરે ઉનકા. હાથ.
ઘેલી જશોદા ભૂલી ફીરતહે, એ બાલક નહિ બીનેકા;
એસા બાલક તેને જન્મ્યા, કામ સુધારા કોઇ એકકા. હાથ.
જલદી લાવ માઇ તેરા બાલકકું, કયોં છુપાયા હે ઘરમે,
હઠ કર જોગી ખડા રહાને, બેઠ ગયા દરવાજેમેં. હાથ.
અપને દીલમેં સમજી જશોદા, લે આઇ શ્રી કૃષ્ણકું,
મીલી દોનોકી નજરો નજરી, શિશ નમાયા શંકરકું. હાથ.

---

૧૫૭

ઇસ જોગીઅનકી દ્રષ્ટિ પરી હે, કહાન હમારો રોવેરી;
ઘરઘર ઢુંઢન માત જશોદા, દૂધ ન પીવે નહિ સોવેરી. ઇસ જોગી.
એ જોગીકું ઢુંઢત નીકસી, બીજમે ફેરી ડારેરી,
લટકત લટકત શંકર આયે, અલખ જયો અલખ પોકારેરી. ઇસ જોગી.
જોગી માગત બીજરાનીપે, રાઇ લોન કર લીનોરે,
ચાર ફેર લાલનકે ઉપર, શિર ઉપર કર દીનોરી. ઇસ જોગી.
રોગદોષ સબ ગયો બાલકકો, મગ્ન ભયે નંદલાલારે,
નંદ રાનિ તબ મુદત ભયીહે, દીની મોતનકી માલારે. ઇસ જોગી.

તુમ તો જોગી પરમ મનોહર, બ્રીજમેં વાસો કીજેરી,
જબ મેરો સુત રોવનં લાગે, તબ અહીં દર્શન દીજેરી ઇસ જોગી.
કહોરી જોગી નામ તુમેરો, તુમકું એહ બખાનેરી,
બુઢે બાબુ નામ હમારો, સુરશ્યામ મોહે જાનેરી. ઇસ જોગી.

૧૫૮

## ગલીઅનનાં હારિયાં.

આવત મોરી ગલીઅનમેં ગિરધારી, મેં છુપી હું લાજકી મારી.
આવત.
કસુંબલ પાઘ કેસરીયા વાઘો, ઉપર હાર હજારી,
શિર મોતીઅનકો તોરો બિરાજે, પેચનકી છબન્યારી, આવત.
મોર મુકુટ પીતાંબર સોહીએ, કુંડલકી છબન્યારી,
ગળે મોતિઅનકી માળા બિરાજે, હીરાકી બલીહારી. આવત.
જમનાકે તટ પર ધેન ચરાવે, મોરલી અધર પર ધારી,
જબ બંસીકી ટેલ સુણી સખી, આન મીલે બ્રીજનારી. આવત.
આ બ્રીંદાબનકી કુંજગલનમે, આન મીલે રાધે પ્યારી,
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, તુમ જીતે હમ હારી. આવત.

૧૫૯

કેસે ભરૂં જલ પાણી મૈયા મે કેસે ભરૂં જલ પાણી,
કાળો કહાનુડો થઇ બેઠો દાણી. મૈયા.
મારગ રોકયો છે નંદજીને છૈએ, મટુકી લુંટે છે અમારી,
કંસરાયને મન ન આણે, જાત મેં એની જાણી. મૈયા.

પીળાં પીતાંબર પહેરણુ એને, ગેડી ધરે કરમાંહે,
રૂમઝુમ રૂમઝુમ નેપૂર બાજે, પાઘડી બાંધે છે તાણી. મૈયા.
નાકમાં મોતી અમુલખ લળકે, કાનમા કુંડળ ચળકે,
તટ જમના પર ધેન ચરાવે, મધુરી લાગે છે એની વાણી. મૈયા.
શ્રીંદ્રાબનકી કુંજગલનમે, ઘેરી ગોવાલણ નારી,
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, રાસ રમે વનમાળી. મૈયા.

---

૧૬૦

સુદામાકું દેખત શ્યામ હસેરે, દેખત શ્યામ હસેરે, સુદામા.
ટુંકી શી ધોતી ને દુબળી કાયા, ચાલત પાઉં ધસેરે,
ટુંટી શી લકડી કરમે ગ્રહીહે, ભુજમે ગઠડી ભીસેરે. સુદામા.
આવો સખા અપને બાલપનેકી, બાત ભુલી કયોં જશેરે,
અમારીરે ભાભીને કયા કયા પઠાયા, પ્રેમસહિત એ દીસેરે. સુદામા.
ગઠડી ખોલી તો જરજરી કપડાં, તાંદુલ નીકસત લગેરે,
ચણેકી ભાજી બટાનેકી રોટી, ચાવત દંત પીશેરે. સુદામા.
અપને મિત્રકી એસી હાલત દેખી, શ્રીહરિ શોચ કરેરે,
ચાવલકી મુઠી સમાન રિદ્ધિ સિદ્ધિ, ભકતકો દુખ હરેરે. સુદામા.
એક ભરી ઓર દુસરીબી લીની, તીસરી મુઠી ભરેરે,
રૂખમણીજીએ બાહે ગ્રહી, કયા હમકુંબી પરહરેરે. સુદામા.
સુદામાકી સેવા પરસ્પર કીની, વસ્ત્ર આભૂષણ ધરેરે,
દેખી અલંકાર મગન ભયો મન, ગરીબકી આશ ઠરેરે. સુદામા.
બીદાએ કીએ જબ જેશે કે તેસે, મનકી મનમાં રહેરે,
નિરાશપનેમે પંથ ખુટે નહિ, કાળો કપટી કહેરે. સુદામા.

મહા કષ્ટ પુરી સુદામાજી પ્રહોંચે, દેખી ચકિત ભએરે,
કોન એ નગરી કહાં ગઇ છપની, કોન એ અવાસનએરે. સુદામા.
દેખત નગરી આયે દ્વાર અપને, ફૂલડે બધાએ લીએરે,
મુકુંદ મોરારિકો ગુન ગાવત, રંકકું રાજ દીએરે સુદામાં.

૧૬૧

રાખોની લજ્જા હમારી, હાંરે શ્યામ રાખોની લજ્જા હમારી.
ભીમ અર્જુન નીકુળ સહદેવ, યુધિષ્ટિર કછુ ના સરીરે,
દુષ્ટ દુઃસાશન ચીર ગ્રહે છે, દેખત સભા સારી. હાંરે શ્યામ.
મથુરાંથી હરિ દોડયા આવ્યા, વસ્ત્રની લાગી ઝડીરે,
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, તેરે નામસે તરીરે. હાંરે શ્યામ.

૧૬૨

ઓ મોરલી તું બોત ગુમાને ભરી, બોત ગુમાને ભરી,
ઓ મોરલી તું બોત ગુમાને ભરીરે.
તું વાંસ તણો કટકો, શ્યામે અધર ધરીરે. ઓ મોરલી.
શોર કરે છે તું ઘોર ગગનમાં, ચમકત ડરીરે ડરીરે. ઓ મોરલી.
એરે વાંસલડીએ મન હરી લીધું. તનકીશુદ્ધ નજરીરે. ઓ મોરલી.
બીંદ્રાબનકી કુંજગલીમે, નટવર વેષ ધરીરે. ઓ મોરલી.
રામકૃષ્ણ પ્રભુ છેલછબીલો, દર્શન દોને હરિરે. ઓ મોરલી.

૧૬૩

નાથ તમે તુળસીને પત્રે તોળાયા, એવાં ગુણ ગોવિંદના ગવાયા. નાથ તમે.

ઓડાણે બહુ રામ સમરીયા, ને બોલડીએ બંધાયા,
મહેર કરી મહારાજ પધાર્યા, ડાકોરમાં દર્શાયા. નાથ તમે.
પાછળ ગુગળી શોધવા આવ્યા, અધવચથી અટકાવ્યા,
વ્હાલામાં વ્હાલો આપ બિરાજે, સાન કરી સંતાયા. નાથ તમે.
સુના બરોબર મૂલ કરાવ્યું, વાલ સવાએ તોળાયા,
બ્રાહ્મણને ભિક્ષાવ્રત દીધું, દાસને વશ કહેવાયા. નાથ તમે.
ગુજરાત મધે રચી દ્વારકાં, વેદપુરાણે વંચાયા,
મીરાં કહે પ્રભુ ગિરધર નાગર, ચારે જુગમાં ગવાયા. નાથ તમે.

---

૧૬૪

ભોળા શંભુ ભક્તકો દુઃખ હરોરે, ભક્તકો દુઃખ હરોરે, ભોળા શંભુ.
અંતરજામી અનેક ગુણગામી, મનકી આશ પૂરોરે,
કૈલાસપતિ કરૂણા કરકે, સેવકકી સાહ્ય કરોરે. ભોળા શંભુ.
સદાશિવ શંભુનાથ દિગંબર, તાકો ધ્યાન ધરોરે,
ઉમિયાપતિ તું આદ્ય નિરંતર, સ્મરતાં પાપ ઝરોરે. ભોળા શંભુ.
ભસ્મધારી દર્શન સુખકારી, વિનતિ ચિત્ત ધરોરે.
અનુગ્રહ કરો હો સાંબ સદાશિવ, ભવકો ફેરો હરોરે. ભોળા શંભુ.
દીનાનાથ દયાળ દામોદર, માગે નારી નરોરે,
કુબુદ્ધિકો નાશ કરો જાણી દાસ, તો પર પ્રેમ ઠરો રે. ભોળા શંભુ.

---

૧૬૫

નાથ કૈસે ગજકો બંધ છુડાયો, મોહે એહી અચંબો પાયો. નાથ.
ગજ ઓર ગ્રાહ લડે જલભીતર, લડત લડત ગજ હાર્યો,

તીલભર સુંઢ રહી જલ ઉપર તબ હરી નામ પુકાર્યો. નાથ.
છાંડ પાવડી પ્યાદા દોડે, ગરૂડકું વેગે બોલાયો,
જલ ડુબતે ગજરાજ ઉધાર્યો, વૈકુંઠ ધામ પોંહચાયો. નાથ.
જલત અગનમેં પ્રલ્હાદ બચાયો, અંગ તાપ નહી આયો,
સ્થંભ ફાડ હીરણાંકસ માર્યો, નરસિંહ રૂપ ધરાયો. નાથ.
ભીલડીકે બોર સુદામાકે તાંદુલ, રૂચી રૂચી ભોગ લગાયો,
દુર્યોધનકા મેવા ત્યાગકે. શાક વિદુર ઘર પાયો. નાથ.
કૌરવ પાંડવ યુદ્ધ ભયો હે, કૌરવ માર હટાયો,
ભરી સભામેં લજ્જા રખકે, દ્રૌપદીકા ચીર પુરાયો. નાથ.

---

## ગોકુળીઆનાં હારીયાં.

૧૬૬

લજ્જા લોપીને કહુંછું કહાન રે, ગોકુળ નહિં રહું રે.
મને સાથે લો ભગવાન રે, ગોકુળ નહિં રહું રે.
હરિ તમ વિના લાગે રાન, ગોકુળ નહિં રહું રે.
હરિ તમ વિના ઘડી નવ ચાલે, પાપી વિરહાએ તન દાઝે રે. ગોકુળ.
મને ન ગમે તે ગોકુળ ગામ રે, રાન સરખું ભાસે ધામ રે. ગોકુળ.
શણગાર કોને સારૂ ધરીએ રે, તમ વિના વિયોગે મરીએ રે. ગોકુળ.
અક્રૂરજી હાં શાને આવ્યા રે, મને શત્રુ સરીખા ભાવ્યા રે. ગોકુળ.
નિરાશ થઇને સુતી રે, ઘેર આવી તો જાણે લૂંટી રે. ગોકુળ.
મથુરાં છે કામણગારી રે, વશ કરશે તે તત્ક્ષણ નારી રે. ગોકુળ.
સુંદર વર ચતુર કહાવો રે, તમશું સ્નેહ તણો છે દાવો રે. ગોકુળ.

અમે સગાં રે કુટુંબથી ટળી રે, હરિ ઓળખીએ આગળીએરે. ગો.
અહીઆં કોને સારૂ મૂકોછોરે, નાગર થઇને કાં ચૂકોછો રે. ગોકુળ.
વળી વળી કહું ઘેર આવો રે, રૂદે ઉપર રથ ચલાવો રે. ગોકુળ.
કીધા નંદ જશોદાએ મોટા રે, તે માટે થયા છો ખોટા રે. ગોકુળ.
નયને શીદ ભરો છો નીર રે, કપટી છો હળધરના વીર રે. ગોકુળ.
હરી બોલ્યા તે વચન ગુમાવ્યાંરે, સમ ખાઇને સહુ સમજાવ્યાંરે. ગો.
હરિએ પ્રેમકટાક્ષે જોયાં રે, રૂદે ભીડીને નયણાં લોહ્યાં રે. ગોકુળ.
ઉભા રહો હરિ ચાંદલો કીજે રે, વાસી શ્રીફળ ફોફળ દીજે રે. ગોકુળ.
હરિ હાથે દધિ વધરાવું રે, તિલક કરી મોતીડે વધાવું રે. ગોકુળ.
કાગળીઆં સંભારીને લખજો રે, વાંચી તતક્ષણ દુઃખ વિસરજોરે. ગો.
તમે વ્હેલા તે વળજો નાવ રે, મારી જીભ્યા એ કેમ કહું જાઓરે. ગો.
હરિ હેતે પાછું ફરી જુઓ રે, વ્હેલા આવીને દુઃખડાં ખુઓરે. ગો.
પ્રભુ હરિકેશવ આરાધું રે, સૈયા ફૂલડીએ બિછાવું રે. ગોકુળ.

---

૧૬૭

પાય લાગીને કહું છું કહાન રે, હસીને બોલોની.
રાધા મૂકી મનાવે માન, હસીને બોલોની.
તમે કેમ રીસાયા મહારાજરે, પરસ્ત્રી શું રમ્યાછો આજરે. હસીને.
તમે પ્રીત અમારી સાથ તોડીરે, નટવર બીજી સંગાથે જોડીરે. હસીને.
હરિ હેત હવે ઓછું કીધું, બીજી નારને તમે સુખ દીધું રે. હસીને.
મ્હારી સરખી તો હશે હજારરે, રાધા પ્રાણતણાછો આધારરે. હસીને.
હરિ સમજ્યા તે મન મોઝારરે, અમે પરણ્યા નથી બીજી નાર રે.
રાધા રાણી.

હું તો કહુંછું સાચી વાત રે, રાધારાણી રે.
પ્યારી તું છે હૈયાકેરો હાર રે, સાચી વાત માનો નિરધાર રે. રાધા.
હુ તો આવ્યો છું ગૌ ચારીરે, મને થાક ચડયો છે નારી રે. રાધા.
તેથી મુખ મારૂં ઉતરીયુંરે, દેખી વાંકું તમને પડીયુંરે. રાધા.
હવે વ્હેમ હૈયામાંથી કહાડોરે, હાસ્ય વિનોદની બાજી માંડોરે. રાધા.

---

૧૬૮

આલી ચાલોની આપણે જઇએ, જશોદાને કહેવાને,
તારો પુત્ર આવે અમ ઘેરરે, મહિડાં પીવાને,
છાનો આવીને ગોરસ ફોડેરે, સાથે સખાઓને તેડે. જશોદા.
અમે જળ ભરીએ જમના ઘાટેરે, સામો આવી કાદવડા છાંટેરે. જશોદા.
સાઇ શીખ કાનુડાને દેજોરે, એને સમજાવી કંઇ કેહેજો. જશોદા.
અમે ગોવાળણી રાંક જાતરે, તમે વિચારો જશોદા માત. જશોદા.
આવાં દુઃખ તે કયાં લગી સહીશુંરે, ઝાઝું કરશે તો કંસને કહીશું. જશોદા.

---

## બંસરીનાં હારીઆં.

૧૬૯

બંસરી બજાઇ આજ રંગસે મોરારી.
મોરલી બજાઈ આજ રંગસે મોરારી.
રંગસે મોરારી આજ રંગસે મોરારી. મોરલી.
જીવજંતુ પક્ષી મોહે મોહે ઘેન સારી,
ગોકુળકી ગોવાળણ મોહી મોહી બ્રીજનારી. બંસરી.

જમનાજીકી ઉલટ ભઇ ધુમકી બીહારી,
બેદ પઠત ભૂલ ગયે બ્રહ્મા બ્રહ્મચારી, બંસરી.
નૃત્ય કરત નારદ ભૂલે શંકરકે નારી,
ઇંદ્રસભા ભૂલ ગયે શુદ્ધ સબ બીસારી, બંસરી.
બંસરીકે ટેલ સુનત ભૂલ ગયે સારી,
તુલસીદાસ બંસી બાજે તીન લોક નારી, બંસરી.

---

૧૭૦

નહિંરે જાવા દઉંરે તમને નહિંરે જાવા દઉંરે.
રસીયા મહારાજ તમને નહિં રે જાવા દઉં રે.
નાના નાનાજી તમને નહિં રે જાવા દઉં રે.
અરજ તો હમેરી કહાન, મરજ તો તુમેરી શ્યામ,
ગરજ તો ઘણેરી જેમ રાખો તેમ રહું રે. રસીયા.
ધરણી તો ધરત ધ્યાન તરણી તરત તાન,
હરણાહરણી પડી શરણ શ્યામ કેમ સહું રે. રસીયા.
કહતહે ગુમાનીદાસ સુનીએ ગોપાળલાલ,
અરસ્પરસ દરશન કરી પ્રસન્નમાં રહું રે. રસીયા.

---

૧૭૧

દેદેરી દાણ અમશું આજ રાધે પ્યારી.
આજ રાધે પ્યારી ભીખુભાનકી દુલારી. દેદેરી.
બ્રજકે હમ દાણી ભયે દાણ લેંગે ભારી,
બાત છોડ દાણ ધરો સુકન સુનેગી કારી. દેદેરી.

નાના નહીં દેંગે તોસે દાણુ નંદલોલા,
નહીં દેંગે નંદલાલા છોડ બાળ ચાળા, નાના.

દૂધ પીકે ચલે જાઓ બોલો બચન કાલા,
હમ તોસે નહીં બોલેંગે ચલે જા છોગાળા. નાના.

બોલ મત બાતા એસી જાની બીજનારી,
ઘેર ઘેર નહિં છોડેંગે, દેંગે તોસે ગારી. દેદેરી.

ઘર હમારે આવોગે તો, દેંગે મહિ પ્યાલા,
અહીઆં કછુ નહિ માલે, કયા કરે મત બાલા. નાના.

એસી એસી બાત બોલે કયું ડરાવે નારી,
દાણુ નહિ દેંગે તો તું બોલ મુખસે હારી. દેદેરી.

કયા કરૂં મેં તુમસે બાલા, બોલો બચન કાલા,
બાત છોડ ઘેર ચલો, દઉંગી મોતનમાલા. નાના.

કયા કરૂં મેં મોતનમાલા, હમ મહિકે બીહારી,
તેરી મુખકી ચંદનીમે બાતકું બીસારી. દેદેરી.

લાજ નહિ નંદલાલા હજુ બીજમે બાલા,
દાન દઉંગી બીંદ્રાબીનમેં જીનકા હે હવાલા. નાના.

એસી બાત સુનાઈ પ્રભુ કુંજકે બીહારી,
સુંદર મુખસે હસકે ચાલી, નેન કટારી મારી. દેદેરી.

જુગલ કિશોર મીલકે ચલે આય કુંજગલનમેં.
લીલા દેખી મુદિત ભયે, પુરણ આશ મીલનમે. દેદેરી.

---

૧૭૨

નહિરે દાણ દઉંરે તમને નહિરે દાણ દઉંરે,
રસીયા બાલમ તમને નહિરે દાણ દઉંરે.
કહેવું હોય તો કહેજે તારી જશોમતિ માતને,
અમે ભીખુભાનની બેટી કંસરાયને કહુંરે. રસીયા.
રોકયો પનઘટ કહાનુડે કેટલું દુઃખ સહુંરે,
તમે જાત આહીરની કોડી એક ના દઉંરે. રસીયા.
તું આહીર નંદનો છૈયો જે કરે તે સહુંરે,
વંદ્રાવનમાં રાસ રચ્યો છે, ચરણ કમળમાં રહુંરે. રસીયા.

---

૧૭૩

નમો નમસ્કાર તેરી પાવડીકું દેવા.
પાવડીકું દેવા રામ કરત તેરી સેવા. નમો.
છત્ર ચમર ઔર સીંગાસન ધર લીયો સુત આગે,
કેકૈકો બચન સુનત બીસમ બાણ લાગે. નમો.
સુમિત્રાના સુત સંગ ચલે રહે આગી.
કેકૈકી કુખ પ્રગટ બોત લાજ લાગી. નમો.
ધિક પડયો એ કેકૈ જેણે બીકટ મન કીધો,
તાત છોડી વૈકુંઠ પધાર્યા તરત જીવ લીધો. નમો.
ધિક પડયો એ રાજ પાટ ધિક અજોધ્યા તેરી,
રામ ગયા પછી રાજ કરવું ધિક પડયો મત મેરી. નમો.
ધરણી ખોલી સેજ વિરમી નેણ ભરી ન સોઉંરે,
જેમ જેમ રામ પંથ પધારે તેમ તેમ મુખ જોઉંરે. નમો.

મેં બી જોગી રામ બીના ગ્રરે બાન કીનો,
તુળસીદાસ રામબો જોગી ભર્રત જોગ લીનો. નમો.

## નંદલાલના હારીઆં.

૧૭૪

નંદતલાલ કનૈયારે બન ઘેન ચરાવે.
હાથસે લાકડીયાં ને પાઉસે પાવડીયાં,
હારે લાલા નટવર બેસ દેખૈયાંરે. બન.
સુર બ્રહ્માદિક પાર ન પામે,
હારે લાલા નીત નીત નીગમ પડૈયારે. બન.
મે બીરે જાતિ ચલી તો બીંદ્રાબીન,
હારે લાલા મોહન બેત સુનૈયાંરે. બન.
સુરદાસ પ્રભુ તુમારે મીલનકું,
હારે લાલા ચારત નંદકી ગૌઆંરે. બન.

૧૭૫

બીંદ્રાબનકો દાણીરે ગોરસ દાણુ માગે.
બીંદ્રાબીનકો દાણીરે કહાનો દાણુ માગે.
મહિ મેરો સારો લૂંટ લીયોરે.
હાંરે મારી શીરકી મટુકી ફોડીરે. ગોરસ,
આ બીંદ્રાબીનકી કુંજગલનમેં,
હારે લાલા પાલવ સાહ્યો મ્હારો તાણીરે. ગોરસ.

# દીવાળીનાં હારીયાં.

## ૧૮૦

મ્હારે દીવાળી થઇ આજ હરિમુખ જોવાને.
મ્હારાં સર્યાંરે સેવકનાં કાજ ભવદુઃખ ખોવાને.
આજ દિવાળી મેં અજવાળી હરિ જોયા નિહાળીરે,
વદનકમળપર વારી જાઉં વિઠલા આંખડી થાય ટાઢી. હરિ.
રાધા નાચે કૃષ્ણ વજાડે ગોપિકા ગાય ગીતરે,
સતભામા રીસાવી રહ્યાં તે ગોકુળ ગામની રીત. હરિ.
રત્નજડિત સુનાની થાળી માંહી મૂક્યું કપૂરરે,
આરતિ કરૂંરે પ્રાણજીવનને રવી ઉગમતે સૂર. હરિ.
સુના કેરા સૂરજ ઉગ્યા મોતીડા વરસ્યા મેધરે,
જન વિઠ્ઠલ પ્રભુ પાતળા મ્હને હરિ ભજ્યાની ટેવ. હરિ.

---

## ૧૮૧

બલીહારીરે મોહનલાલ, ત્હારા લટકાને.
બલીહારીરે સુંદરસ્યામ, ત્હારા લટકાને.
લટકે ગોકુળ ગાય ચરાવી, લટકે પન્નવટ વાળીરે,
લટકે જળ જમુના જંપલાવી, લટકે નાથ્યો કાળી. ત્હારા.
લટકે ગિરિ ગોવર્ધન તોળ્યો, લટકે વાયો વંશરે,
લટકે દંળદાવાનળ પીધો; લટકે માર્યો કંસ. ત્હારા.
લટકે રઘુકુળ રૂપ ધરીને, સાહેર બાંધી પાજરે,
રામે રાવણ રણમાં રોળ્યો, વિભીષણને આપ્યું રાજ. ત્હારા.

લટકો ત્હારો લાખ ટકાનો, ચટકાનું નહિ મૂલરે,
રામકૃષ્ણ પ્રભુ ચતુરશિરોમણિ જોબનીયું ભરપૂર. ત્હારા.

---

૧૮૨

આવે આવેરે નંદનો લાલ માખણ ખાવાને,
મીઠી લાગેરે તમારી ચાલ, નહિ દઉં જાવાને.
મને અતિ આવે છે વ્હાલ, નહિ દઉં જાવારે.
પુરૂષોતમ પ્રાણ આધાર, નહિ દઉં જાવાને.
કનકકંચોળે માખણ ભરીઆં, સાકર ભેળું અપારરે.
પ્રસન્ન થઇ આરોગો મ્હારા વ્હાલા, દીન ગોપીના નાથ. માખણ.
પુરણ પુણ્યે હું તમને પામી, હવે નહીં મુકું ખ્યાલરે,
આંગણે ઉભી વાટડી જોઉં, ક્યારે આવે નંદનો લાલ. માખણ.
તું તો અમને આળ ચડાવે, નહિ આવું તુજ દ્વારરે,
જૂઠું બોલે ને નેણ નચાવે, તું છે ધુતારી નાર. માખણ.
દીનદયાલ દયાનિધિ કેશવ, એવું બોલો મોરારરે,
રામકૃષ્ણ પ્રભુ એમ કરી કહે છે, ઉતારો ભવપાર. માખણ.

---

૧૮૩

મ્હારે ઘેલા થયારે ગોવિંદ, કહોરે બાઇ કેમ કરીએ,
એના નિત્ય નિત્ય નવલા છંદ, કહોરે બાઈ કેમ કરીએ.
વાંકા નયણા વાંકી ભ્રગુટી, વાંકી ચાલ અપારરે.
શેરડિએથી સાદ સાંભળી, જઇને ભીડું દ્વાર. કહોરે.
માણુસને શું મોહેડેરે કહીએ, કંઇ ન સમજે પેરરે,

સરોવરીએ શું પાણી સૂકાં, પીવા આવે ઘેર. કહોરે.
લાલ પાઘને લાલ ફેંટો વાગો લાલ ગુલાલરે,
રામકૃષ્ણ પ્રભુ છેલ છબીલો, અચ્છો બન્યો નંદલાલ. કહોરે.

---

## બેડું.

### ૧૮૪

બેડે મ્હારે ભાર ઘણો ઓ રાજ, ઘડે મ્હારે ભાર ઘણો.
બાતાં કયું કરીએ દીનાનાથ, બેડે મ્હારે ભાર ઘણો.
લટકેરે આવું ને લટકેરે જાવું, લટકામાં સમજાવું,
ઘડીએક કાનજી વિલંબ કરોતો, બેડું ઉતારીને આવું. બેડે.
કોરીરે સાડી ને જરદ કીનારી, વચ્ચે સુનેરી તાર,
ચંચળ નાર ખડી રહી આધે, રાય ચંપેકો હાર. બેડે.
કનકકંચોળે કેસર ઘોળું, હાથમે સુંનેકી ઝારી,
જશોદાના કહાનજીને પૂજવા ચાલી, સાથે સકળ બીજનાર. બેડે,
શેરી ભલી પણ સાંકડીરે, નગર ભલાં પણ દૂર,
નરસૈઆના સ્વામીની સંગે રમતાં, જોબનીયું ભરપૂર. બેડે.

---

### ૧૮૫

મારગ તમે શાને રોકો હો શ્યામ, શેરી તમે શાને રોકો.
મ્હારે જવું છે મથુરાં ગામ, મારગ તમે શાને રોકો.
મ્હારેરે જવું છે મહિ વેચવાને, અસુર અમને થાય,
સખીઓ મ્હારી જતી રહેશે, હું કેમ રહીશ વનમાંહે. મારગ.

તું ગોવાળીયો ગોકુલનોરે, નંદજીનો કુમાર,
આટલો જુલમ શાને કરે છે, બ્હીતો નથી લગાર. મારગ.
રાજ અહિં છે કંસતુંરે, તું તે કેવો કહેવાય,
દાણી થઇને મારગ રોકે, એ દુઃખ કેમ સહેવાય. મારગ.
બીંદ્રાબનકી કુંજગલનમાં, કૃષ્ણ ચરાવે ઢોર,
નરસૈઆના સ્વામીને વિનવી કહુંછું, ભવનાં બંધન છોડ. મારગ.

---

૧૮૬

મ્હારો છેલ લંગરવો કહાન, અંજન ક્યું કરિયું રે.
માતા જશોદાએ આંખડી આંજી, ટપકું કીધું ગાલ. અંજન.
હરિ શામળીસી સુરત, મધુરીસી મુરત, છેલછબીલો શ્યામ. અંજન.
રાધા ગોરી ને હરિ શામળો, શોભિત બીજ લેવાન. અંજન.
ઝાડ કદમનાં થડ પર બેસી, મોરલીમેં ગાવે ગાન. અંજન.
મોરલીનાં ગાને ઘેલાં કીધાં, સાંભળ્યાં મધુરાં ગાન. અંજન.
હાથમાં લાકડીઆં ને પાઉમે પાવડીઆં શિર પર વાંકે બાલ. અંજન
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, દીયો મે પ્રાણદાન. અંજન.

---

૧૮૭

પાલવ મૂકો મોહનલાલ, અસુર આજ થયું છે.
ચીર તે અમારાં ફાટશે વ્હાલા, છલકાશે મહિનું માટ. અસુર.
મારગ વચમાં રોકી ન રહીએ, દેખે દુરીજન લોક. અસુર.
પીયુડો તે મારી પૂઠ ન મૂકે, નણંદીનો છે સંતાપ. અસુર.

સાસુડી ઘેર ખીજશે, મ્હારી, રોશે તે ન્હાનાં બાળ. અસુર.
આજે કહાના જાવા દીઓની, આવી મળજો કાલ. અસુર.
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, ચરણકમળમાં રાખ. અસુર.

---

૧૮૮

માઇ બ્રીજબાસી કહાન હો, તેણુ મ્હારી ગાગર ઢોળી હો.
હરિ નંદાનંદજીકા છૈયા હો, તેણુ મ્હારી ગાગર ઢોળી હો.
હરિ જશોમતીકા કનૈયા હો, તેણુ મ્હારી ગાગર ઢોળી હો.
હરિ બળીભદ્રજીકા ભૈયા હો। તેણુ મ્હારી ગાગર ઢોળી હો.
ગાગર ઢોળી મેરી બૈયા મરોરી હો, મોતનકી લટ રૂમઝુમ તોરી. માઇ.
જીને જીને ગજરે ને બડે બડે નેણુ હો, બીંદ્રાબનમેં કર ગ્રહ્યા સેન. માઇ.
દાસ મીરાંબાઇ કહે ગિરિધરલાલ હો, ચરણકમળ માંહે ચિત્ત રાખ. માઈ.

---

૧૮૯

મોતીડા વેરાશે ગીરધરલાલરે, જમુનાને આરે.
સોના તે કેરો મ્હારો ઘાટ ઘડુલો વ્હાલા, ઉંઢણી રત્ન જડાવરે.
જમુનાને.
જશોદાના જીવન કાંઠડે ઉભા વ્હાલા, કેમ કરી ભરીએ આછાં નીરરે.
જમુનાને.
લથડતી તો ગોપી આવી ગોકુલમાં ઘેરી વ્હાલા, એટલે ઉગ્યો તે સૂર્ય ભાનરે. જમુનાને.
મ્હેલો મ્હેલો કહાન મારો પાલવ ફાટે વ્હાલા, દેખે પેલા દુરીજન લોકરે. જમુનાને.
રઘુનાથના સ્વામી શ્રી રઘુરાજ વ્હાલા, રાખો અમારી લાજરે.
જમુનાને.

---

૧૯૦.

થનક થનક તા થઇરે, નાચે નાચે નંદનો નાધડીયો.
તાલબંધ તાળી વાગે ઘુઘરૂ ઘમકે,
હાંરે લાલ મોરલી બજાવે લઇ લઇરે. નાચે નાચે.
નારદ નૃત્ય કરંતા રે આગે,
હાંરે ત્યાં તો સૂરજ રહ્યા છે મોહી મોહી રે. નાચે નાચે.
વૃંદાવનની કુંજ ગલનમેં,
હાંરે ત્યાં તો સાથ રાધાને લઇ લઇરે. નાચે નાચે.
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર,
ત્યાં તો કૃષ્ણજીએ મોરલી બજાઇરે. નાચે નાચે.

---

૧૯૧

ઝાંઝરીયું રૂમઝુમ વાગે, નેપુરીયું ઠમ ઠમ વાગે;
ચોખા ચરણ ચડાવું રે વિઠ્ઠલ વાંકા બોલો કેમ. રૂમ.
મેઘ વરણ છો શ્યામ સુંદરવર, વિજળી ચમકે ચમ. રૂમ.
પાછું ફરીને જુઓ સાહેબો, મ્હારા રે ગળાના સમ. રૂમ.

---

૧૯૨

## ભોળી.

આહીરે સુંદર શામળો, સોહે રાધાવર વલ્લભો,
ઝલ્લ રહયો નેહરો નેણાં ભોળી રે,

કામણગારો કાનુડો ભોળી રે.
તેણે મને કામણ કીધાં ભોળી રે.
ચિત્તડલાં ચોરીને લીધાં ભોળી રે.
હાથડેના લાગે ધંધા ભોળી રે.
ફોકટ તે નાંખી મુને ફંદા ભોળી રે.
જમનાજીને કાંઠડે ભોળી રે.
ઉભો શ્રી નંદજીનો નંદા ભોળી રે.
ઉભલો વજાડે વંસા ભોળી રે.
મોરલીમાં હારી ગયા હંસા ભોળીરે. આહીરે.
લંકામાં રાવણ રોળીયો ભોળી રે.
મથુરામાં માર્યો કંસા ભોળી રે.
શરદપૂનેમની રાતડી ભોળી રે.
ઉગીઓ પુનમ કેરો ચંદા ભોળીરે.
ચંદા શ્રી બાલમુકુંદા ભોળી રે. આહીરે.

---

૧૯૩

## મટુકીના હારીઆં.

મુકો મનમોહન મટુકી, હાંરે મારૂં મહી છલકાય,
ભીંજે મ્હારી નવ રંગ ચુંદડી, હાંરે કહાના લાગું ત્હારે પાય. મુકો.
કહાનજી ચરાવે ગાવડી રે, ઉભો જમુનાને તીર,
ગોપી સૌ ટોળે મળી, હાંરે વચે હળધર વીર. મુકો.
પાલવ મુકોની પાતળા રે, કહાના અળગારે રહો,
દાણ મસે નવ દુભીયેં, હાંરે બીજું જે જોઇયે તે કહો. મુકો.

તું છે ગાયનો ગોવાળીયો રે, હું છઉં બીજની રે નાર,
વળગા જૂમી ના કરો, હાંરે તુટે નવસેરો હાર મુકો.
સાસુ અમારી ખીજશે રે, નણંદી દેશે મુને ગાળ,
પરણ્યો કંથ નિહાળશે, હાંરે જુઠા મુકે મુને આળ. મુકો.
નરસિંહ મહેતાની વિનતિરે, સુણો ચતુર સુજાણ,
ગોરસ કેરૂં શું ગજું, હાંરે સોંપ્યાં તનમન પ્રાણ, મુકો.

---

૧૯૪

બીન દરશન ભઇ બ્હાવરી, હાંરે સૈયાં તોરેરે કાજ બીન.
ઉભી ઉભી જોઉં વાટડીરે, બાલમ ઘેર આવ,
પ્રીત લાગીરે પ્યારા લાલસું, હાંરે સૈયાં મત તરસાવ. બીન.
અગરચંદનની ઓરડીરે, હીરા રત્નજડાવ,
તાળાં કુંચીરે પ્રેમનાં, હાંરે સૈયાં ખોલન હાર. બીન.
મોર મુકુટ પર મોરલી રે, કુંડળ ઝળકે કાન,
વનમાં વગાડે વ્હાલો વાંસળી, હાંરે સામા મળીયાંછે કહાન. બીન.
નરસિંહ મેહેતાનો સ્વામી મળ્યોરે, પ્રભુ પ્રાણના આધાર.
જન વિઠ્ઠલ પ્રભુ પાતળા, હાંરે ઉતારોની ભવ પાર. બીન.

---

## ગાગેરીયાનાં હારીઆં.

૧૯૫

ગાગેરીઆં મત ઢોળો કનૈયા, મેં તો દઉંગી ગાળી,
હાંરે મેં તો દઉંગી ગાળી, ગાગેરીઆં.

તટ જમના પર ધેનુ ચરાવે, ઓઢી કામળીયાં કાળી, હાંરેહોડી.
જળ જમુનાકો શીતળ પાણી, ભર લાઇ રાધે પ્યારી. હાંરેભર.
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, ચરણુકમળ ચિત્ત ધારી. હાંરેચરણુ.

---

૧૯૬

તલપ તલપ મેરો જીવડો તલપે, કોઇ દીન રામ મીલાવે,
હાંરે કોઇ દીન કૃષ્ણ મીલાવે.
અંજન મંજન ભૂખે મોહન, અન્ન કછુએ ના ભાવે. હાંરે અન્ન.
સેજ સજન બીન સુનોરે મોહન, નયને નિંદ્રા ન આવે. હાંરે નયને.
દાસ મીરાં ને લાલ ગિરિધર, રાગ છત્રીસો ગાવે. હાંરે રાગ.

---

૧૯૭

નંદકુંવર તારૂં નામ સાંભળી, સાસ ભર્યાં અમે આવ્યાં, હાંરે સાસ.
દોણી લઇ ને દોવારે બેઠાં વાછરડાં ધવડાવ્યાં. હાંરે વાછરડાં.
પ્રેમે પય પાણીમાં રેડયાં, સકરમાં ધી તાવ્યાં. હાંરે સકર.
પીએરીઆંને પડતાં મૂકયાં, સાસરીઆંને સતાવ્યાં. હાંરે સાસરીઆં.
દાસ મીરાં ને લાલ ગિરિધર, ચરણુકમળ ચિત્ત ભાવ્યાં. હાંરે ચરણુ.

---

૧૯૮

## વાંસળીનાં હારીઆં.

ધુતારા ધરણીધર ત્હારી વાંસળીરે લોલ,
વાંસળીએ કાંઇ ઘેલાં કીધાં ગામજો. ધુતારા.
સખી નહાતાં ધોતાં દોતાં વલોવતાં નિસર્યાંરે લોલ,

રળતાં પડતાં રડતાં મૂકયાં બાળજો. ધુતારા.
સખી સાસુસસરો જેઠજેઠાણી નવ લહ્યાંરે લોલ,
કુંથજીને ચડતી મૂકી રીસ જો. ધુતારા.
સખી મધરાતે મોહનજી બેઠા કદમે ચડીરે લોલ.
ગોપીજનનાં હરીઆં છે કાંઇ ચીર જો. ધુતારા.
સખી અવળાં વસ્ત્ર અવળાં આભરણ પહેરીયાંરે લોલ,
કાન તણાં કાંઇ કેડે ઘાલ્યાં કોટે જો. ધુતારા.
સખી શ્રી કૃષ્ણ પ્રભુ ભલે પધાર્યા શેરીએરે લોલ,
ગોપીજનની પૂરી છે કાંઇ આશ જો. ધુતારા.

---

૧૯૯

મીઠી ને વાગેરે વનમાં વાંસળીરે લોલ,
સાંભળતાં વ્યાકુળ થઇ વ્રીજની નાર જો. મીઠી.
પાણીડાંને મસેરે વ્હેની જોવાં નિસરીરે લોલ,
બેડું મૂકયું સરોવરની પાળ જો, ઉંઢણી વળગાડી આંબાડાળ જો.
નીરને ભૂલીરે હરિને શોધતાંરે લોલ.
ન દેખું કાંઇ નંદજીનો લાલ જો. મીઠી.
સખી એ માણસ તો હળવે શું આવે નહિરે લોલ,
અમે કરતાં જપતપ તીર્થ દાન જો. મીઠી.
સફળ થયો જન્મારો સખી એક સેજમાંરે લોલ,
આંખડલીએ કીધી મુજને સાનજો. મીઠી.
સખી જોતાંને જોતાંરે મળીયાં કુંજમાંરે લોલ,
રામકૃષ્ણ પ્રભુ સોંપ્યા તમને પ્રાણ જો. મીઠી.

---

૨૦૦

ફીને કાંકરી મોસે મ્હારીરે, જદુપતિ જળ ભરવા દો.
સાવ સુનેકી ઝારી અમારી, રત્નજડિત રઢીઆળીરે. જદુપતિ.
સાસુ બુરી મારી નણંદ હઠીલી, દિયર દે છે મોસે ગાળીરે. જદુપતિ.
ચીર લેકે કદમ ચઢી બેઠે, મેં હું જળમેં ઉઘાડીરે. જદુપતિ.
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, તુમ જીતે હમ હારીરે. જદુપતિ.

૨૦૧

જાદવજી જોતા જાઓરે, એકવાર અમ સામુંરે,
કરગરતાં કંઇ કરૂણા કીજે, વારે વારે શું વાઓરે. એકવાર.
અમેરે તમારાં ને તમેરે અમારાં, શું મ્હારા સમ ખાઓરે. એકવાર.
શાંતિદાસનારે સ્વામી રસિક શિરોમણ, પ્રીતે પાલવડો સાઓરે.એકવાર.

૨૦૨

વારોરે જશોદા ત્હારા દાણીને, મ્હારે ઘેર શાને આવે છે.
શેરીએ રહીને સાદ કરે છે, દુરીજન લોક બળેછે રે. મ્હારે ઘેર.
સાસુનું સાલ મ્હારી નણંદ હઠીલી, દિયરીઓ દમેછે રે. મ્હારે ઘેર.
તટ જમનાપર ધેન ચરાવે, મોરલીમાં મનડાં હરેછે રે. મ્હારે ઘેર.
શાંતિદાસનારે સ્વામી રસિક શિરોમણ, અણુચીંતવ્યો મળેછે રે મ્હારેઘેર.

૨૦૩

કહોરે ગોકુળ કેમ રહીએરે, વ્હાલો મ્હારો દાણ માગે છે.
સીકાંરે ત્રોડે ને ગોરસ ફોડે, દધિના દાણ શીદ લેછે રે. વ્હાલો.

અમે વહુઆરૂ લાજેરે ભરીઆં, આડો આવીને ઊભો રહેછે રે. વ્હાલો.
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, દુરીજન લોક હસેછે રે. વ્હાલો.

---

૨૦૪

## પ્રભાતિઆં.

નંદકો નહોર પ્યારો, ભોર ભયે આયો.
ભોર ભયે આયો પ્યારો, ભોર ભયે આયો. નંદકો.
છબીમે સીનગાર કીનો, દીપક જમાએં લીનો,
સેજડી સમાર રહી, ભોજન ન ભાયો. નંદકો.
રજનીકો અંત આયો, ચકવાચકવીકું પાયો,
દુતીઅનકું હાર દીનો, ગાંઠકો ગુમાયો. નંદકો.
આસકી ભયી નિરાસ ઉદાસમે ભયો પ્રભાત,
નંદદાસ કહે પ્રભુ રેન કાંહ ગુમાવ્યો. નંદકો.

---

૨૦૫

જગાડે જશોદા મૈયા, નંદના કુંવર જાગો,
નંદના કુંવર જાગો હરિ, અમને વ્હાલા લાગો. જગાડે.
રવિ ભાનું સૂર્ય ઉગ્યો અંધકાર ભાગ્યો,
વલોણાનો ઘોર વાગ્યો, આળસ મૂકો આઘો. જગાડે.
પાંચ વસ્ત્ર અંગે સોઇએ, પ્રેમનો છે વાગો,
ઘરઘરની ભામિની જાગી, ઠમકાર વાગ્યો. જગાડે.
વ્હાલો કીધો ખોળે લીધો, તેડી લીધો આઘો,
નરસૈઆંનો સ્વામી મળ્યો, ભવનો ફેરો ભાગ્યો. જગાડે.

---

૨૦૬

ઉઠીએ ગોકુલબાસી, નંદરાય ઉઠાડે. ઉઠીયે.
પ્રભાત કેરો સમય ભયો, ગોવાળ ઉભા દ્વારે,
તેરી મૈયા મહિ વલોવે, ધેન દોવી છે ત્હારે. ઉઠીયે.
નેણુ ચોળો આળસ મોડો, દુધ પીયો પ્યારે,
શણગાર સબ પહેરી લીયો, ગોપી ગીત ગાવે. ઉઠીયે.
સુરદાસ કહે મેં હુવા, દાસ રામકૃષ્ણજીકે,
કર જોડીને વિનતિ કરૂં, આપ મહેર કીજે. ઉઠીયે.

---

૨૦૭

જાગીયે બ્રીજલાલ કુંવર નંદકે દુલારે,
નંદકે દુલારે હરિ નંદકે દુલારે.
મથુરામેં જનમ લીયો ગોકુળ સીધારે,
પુતનાકો પ્રાણ લીયો, કંસકુ વિડારે, જાગીયે.
જમુનાજીમેં ગેંડ પડી ગોપાળલાલ હારે,
કાળીનાગકું નાથ દીયો, ભયે કૃષ્ણ ભયે, કારે. જાગીયે.
જબસેં હરિ ગજ છોડાયો, દ્વારકાંસેં આયે,
સુરદાસ પ્રભુ મદન મોહન જદુપતિકે દ્વારે. જાગીયે.

---

૨૦૮

જય જય શ્રી રામકૃષ્ણ ગોકુળ ગોવાળા,
ગોકુળ ગોવાળા વળી નંદજીના લાલા. જય.
શંખ ચક્ર ગદાધારી કાને કુંડળવાળા,
જમુનાજીમેં નાગ નાથ્યો જશોદાજીના કાલા. જય.
મોર મુગટ માથે બીરાજે ઝાંઝરના ઝમકારા,
લટકાળી એની ચાલ કહીયે, પગ પદ્દમવાળા. જય.
બીંદ્રાબનમે ધેન ચરાવે, કંઠે તુળસીકી માળા.
બલીહારી તારી શી કહું, મુખે મોરલીવાળા. જય.

---

૨૦૯

જાગીયે ગોપાલ લાલ, પંછી બન બોલે.
રવી ભયો ઉદેભાન, પંછી સબ તુષ્ટમાન;
ભ્રમર કરે ગુંજ ગાન, કમળ નેન ખોલે. જાગીયે.
શશી કમળ શીતળ ભઇ, ચકવી પીયા મીલન ગઇ;
અતિ સુગંધ પવન મદન, દ્રુમ પાન ડોલે. જાગીયે.
સુરદાસ કહે ભયો પ્રભાત, પનીઆરી જલ ભરન જાત.
ભ્રમર કરત સુંદર નાદ, ઝમકાર બોલે. જાગીયે.

૨૧૦

પ્રાણ જીવન પ્રાત ભયો, જાગીયે બલ જાઉંરે.
માતા જશોદા ધેન દોવે મેરે કહાનકું પીલાવું રે. પ્રાણ.
ઘી ખાંડ દુધ ભાત મેરે લાલકું ખીલાવું રે. પ્રાણ.
શ્યામ સુંદર મદન મોહન મેરે લાલકું લડાવું રે. પ્રાણ.

---

૨૧૧

આજ કામ કલ કામ પરસું કામ કરના,
પહેલે દિન બહોત કામ કામહીમેં મરના. આજ કામ.
ઉઠત કામ બેઠત કામ ફીરત કામ કરના,
સોઇ શ્રી રામ નામ એક દો ઓચરના. આજ કામ.
તજો કામ ભજો રામ સંસાર સબ તજના,
સુર કહે પ્રભુ મદન મોહન કૃષ્ણકું સમરના. આજ કામ.

---

૨૧૨

ગળે ભુજંગ ભસ્મ અંગ શંકર અનુરાગી,
શંકર અનુરાગી પ્યારે શંકર અનુરાગી. ગળે.
શીશ જટા વાઘાંબર ગળે રૂંઢ માળા,
ફીરત નગન રેહત મગન ગૌરિ સંગ બાળા. ગળે.
ચિતા ભસ્મ અંગ રંગ કરમે ગ્રહી માળા,
તુંહી આદિ તુંહી અંત જગકે રખવાળા. ગળે.
નીલકંઠ ગંગાધર આપ સીલધારી,
ગણુનંદન લંબોદર સાહેબા તુમારી. ગળે.
હસી વસી કરત ભેદ ચારો દશ દિશા,
અબતો પાર ઉતારો નાથ, કહત ગૌરીદાસા. ગળે.

---

૨૧૩

ચાંદલીઓ આપોરે મા મને ચદાંલીઓ આપો,
નક્ષત્ર ચુંટીને મા મારે ગજુવે ધાલો.
રોએ ને રાતડીઓ થઇને ચાંદા સામું જુએ,
માતારે જશોદાજી હરિનાં આંસુડાં લુએ.
ખાજાંને લાડુરે તે તુંને ખાવાને આપું,
આકાશે ચાંદલીઓ વસે તે કયાંથીરે આલું.
ચણા ને ચારોળીરે તે તારે ગજુએ ઘાલુ,
બાળક તો સઉને હશે પણ તુંથી સૌ હારૂં,
સુના થાળીમાં પાણી ઘાલીને ચાંદલીઓ આપ્યો,
ચૌદ લોકના નાથ પ્રભુજીને રોતોરે રાખ્યો.

---

૨૧૪

ગૌને હેળાવેરે ગોપી ગૌને હેળાવે,
ઓ કહાનુડાજી ઓ કહાનુડાજી કહીને બોલાવે.
આજ મારી ગાયે દુધ થોડેરૂં દીધું,
ધુતારા નંદજીના પુત્રે દોહીને પીધું.
સાંભળરે સુલક્ષણી નારી વાતલડી મારી,
જેવી તું ધુતારી તેવી ગાવડલી તારી.
મીઠાં મીઠાં વચન શુણી ગોપી આનંદ પામી,
ભક્તવત્સલ ભૂધરા મેહેતા નરસઇઆના સ્વામી.

---

૨૧૫

ભોળીરે ભરવાડેણ હરિને વેચવા ચાલી,
સોળ સહસ્ત્ર ગોપીના વ્હાલાને મટુકીમાં ઘાલી.
શેરીએ શેરીએ સાદ કરે કોઇ લોરે મોરારી,
ચૌદ લોકના નાથને વેચે આહીરની નારી.
મટુકી ઉતારીરે માંહે મોરલી વાગી,
બીજની સહુ નારી જોઇને હસવા રે લાગી.
બ્રહ્માદિક ઈંદ્રાદિક બેઠા કૌતક ભાખે,
સોળ સહસ્ત્ર ગોપીના વ્હાલાને મટુકીમા દેખે.
ભરવાડીના ભાંએગે પ્રકટયા અંતરઆમી,
ભકતવત્સલ ભૂધરા મેહેતા નરસૈઆના સ્વામી.

---

૨૧૬

જાગોરે જશોદાજીના જીવન આળસડાં મરડી,
પક્ષીડાં તો શબ્દ કરેછે રજની રહી થોડી.
દેરાણી જેઠાણી મારી નણદી જાગે,
પાડોશણના ઘરમાં ઘમઘમ વલોણું વાગે.
ક્ષણું એક રહો તો આવું તમારી પાસે,
પાલવ ગ્રહયો તે મારા ગોપીના નાથે.
આળસડાં મરડો તો ચીર લંઉં તાણી,
સરખીને સમાણી સહીયર જાય છે પાણી.
આજની રજની રે રંગ કહયો નવ જાય,
સાંભળ સખી રે ઉલટ અંગે ના માય.

૨૧૭

ધન્ય રે ધન્ય મહા પુન્ય જશોદા, તણું, પુત્ર ભાવે પરિબ્રહ્મ રાજે,
નંદનો નંદ આનંદ થઇ અવતર્યો, શેષ બળિભદ્ર સંગે બિરાજે.
અમર આહીર અર્ધાંગ ગોપાંગના, વૃક્ષવેલી સરવ રૂષિ રાણી,
ભક્તિ તે રાધિકા મુક્તિ જશોમતિ, વૃજ વૈકુંઠ તે વેદ વાણી.
નિગમ વસુદેવજી ગાય ગોપી રૂચા, દેવકી બ્રહ્મ વિવાદ કાવે;
બ્રહ્મા કર લાકડી વેણું મહાદેવજી, પંચવદને કરી ગાન ગાવે.
ઇંદ્ર અર્જુન અહંકાર દુર્યોધન, દેવતા સર્વ અવતાર લીધો,
ધર્મ તે રાય યુધિષ્ઠિર જાણજો, દાસનો દાસ નરસિંહને કીધો.

---

૨૧૮

પાછલી રાતના નાથ પાછા ફર્યા, શું કરૂં રે સખી હું ન જાગી,
હરખતાં નિરખતાં નિદ્રા આવી ગઇ, બોલ દીધો વ્હાલે બીરદ પાળી.
કૃષ્ણજી ક્યાં હશે શોકય હવે સુણશે, પ્રથમ જઇને હવે પાય લાગું;
ઉઠ આળસ તજી હરિ નથી ગયા હજી, બહાર ઉભા હશે હેત જોવા,
નરસઇઓનાં સ્વામીને આ ભવે વશ કરી, ઘેર જાવું હવે ઘેન દોવા.

---

૨૧૯

મને મેલરે સુંદરી પ્રાત હવો હવે; ગૌધેન ચારવા અસુર થાએ,
રાત રમતાં રહી પાછલી ખટઘડી, માહરી માત તો વ્હેલી જાગે.
સાદ કરશે મને સેજમાં શોધશે, હું રે આવ્યો તારી પાસ છાનો,
રીસે ભરાઇને નંદજીને પૂછશે, પાય લાગી કહું કંઇક માનો.
નરસઇઆંના સ્વામીને ત્રિપદ પામીને, નિકટ નેણે પ્હોર ચાર લીધા.

---

૨૨૦

આજની રાતની વારતા શું કહું, સ્વપ્નમાં શામળા સંગ પરણી,
ચોરીમાં પરવરી પાસ બેઠા હરિ, બાઇ મારા કરમની કોણ કરણી.
ચાર વેદા ફરી જાય મંગળ ફરી, નરહરિએ મારો હાથ ઝાલ્યો,
ઘૃત તણા દીપ મંડપ રહયો ઝગમગી, માંડવે નંદ આનંદ પામ્યો.
કનક આભ્રણ ધરી કુમકુમ કેશર ભરી, જશોમતિ સાસુને પાય લાગી,
નરસઇઆના સ્વામીએ એક કૌતક કહ્યું, એટલે ઝડપ ઝબકીને જાગી.

---

૨૨૧

મેલ પીતાંબરા અંબર માહરૂં સૂરજ ઉગે ત્યારે સૂઇ ન રહીએ,
અમ ઘેર સાસુડી નણુંદ રીસાળવી, કંથ પૂછે તેને શું રે કહીએ.
તું તારે મંદિરે પ્રેમશું પોઢીયો, માહરે મંદિરે દૂર જાવું,
કંઠેથી બાહુડી કહાડ કમળાપતિ, ક્ષણુ એક રહી તારી પાસ આવું.
ધેન દોવી ઘેર વાછરૂં ટળવળે, મહિરે વલોવવું આજ મારે,
લોકની લાજ લોપી લક્ષ્મીવરા, કોણુ આવશે તારે ઘેર કાલે.
કંઠેથી કુસુમના હાર કરમાઇ ગયા, દીપક જ્યોત તે ક્ષીણુ થાએ,
પક્ષીડાં શબ્દ કરે અતિ સુંદરા, આંગણે રાગ પંચમ ગાએ.
રાત સઘળી હું તો તુંજ સંગે રમી રહી, ઉજાગરે કહુ શીશ નામી,
નરસૈઆના સ્વામી ભલે મળ્યા, વ્રેહની વેદના દુર વામી.

---

૨૨૨

ઉઠ ઉતાવળો ચાલને વિઠ્ઠલા, ગોવિંદ ગાયને વચ્ચ ધાવે,
જાગની જાદવા જનુની જશોદા વદે,'કહાન કહાં ઘણી તને નિંદ્રા આવે.
દંતધાવન કરો આળસ પરહરો, રજની મીટીરે ગઇ પો'ર ફાટયું,
કુર ને કરમળો શે ન શીરાવતો, દહીંરે દામોદર થાય ખાટું.
બારણા બહાર બળીભદ્રજી ઉભલા, તેરે વ્હાલા તારી વાટ જોએ,
નરસઇઆના સ્વામીનું મુખડું દીઠડે, માતાનું મનડું અતિરે મોહેરે.

---

૨૨૩

કામ છેજી કામ છેજી જાવા દે ગુમાની કહાન મારે ઘેર કામ છેજી,
ઇત ગોકૂલ ઇત મથુરાં નગરી, વચમાં ગોકુળીયું ગામ છેજી.
આણી તીરે ગંગાને પેલી તીરે જમુના, કાળીનાગ નાથ્યો વ્હાલો
શ્યામ છેજી.
ઘર પછ્વાડી મારે કદળીનું વન છે, બારણે ચંપાનું ઝાડ છેજી, જાવાદે.
ગરજ હોય તો મારૂં ઘર પૂછી આવજો, રાધેશ્વરી મારૂં નામ છેજી.
જાવાદે.
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર, ચરણકમળ ચિત્ત દામ છેજી. જાવાદે.

---

૨૨૪

ક્યાં જાઉંરે વેરણ રાત મળી.
રાત અંધારી વ્હાલા વાદળ કાળું, સમી સાંજની મારી આંખ મળી.
પગ તણીરે મારી પીડીરે પાકી, દુઃખના ડગલાં ભરીરે ભરી. ક્યાં.
મોર મુગટ પીતાંબરવાળો કાને કુંડળ મણીરે મણી. ક્યાં.

ઝરમર ઝરમર મેહુલોરે વરસે ચમક ચમક થાય વિજળડી. ક્યાં.
ચોરા જોયારે વ્હાલા ચૌટારે જોયાં શોધી વળી કુંજ ગલીરે ગલી. ક્યાં.
નરસૈઆના સ્વામી મારે મંદિર પધાર્યા પાયે લાગું હું તો વળીરે વળી. ક્યાં.

---

૨૨૫

સ્થિર રહે ચાંદલામા કરીશ વ્હાણું મારે પ્રાણજીવન ઘેર આવ્યારે.
પ્રાણજીવન ઘેર આવ્યા મારે જગજીવન ઘેર આવ્યારે.
રસીઆ સાથે રજની રમતાં મનડામાં ઘણું ભાવ્યારે,
ચાંદો વીંટયો ચંદરણીને સરોવર વીંટયું વેળુરે.
ગોવિંદ વીંટયો ગોવાલણીએ જેમ હંસાગમની હેલીરે,
પપૈયા પિયુ પિયુ કરી બોલે કોયલ મધુરૂં વાંચ્છેરે.
કુકડીઆ હું વારૂં તુજને રખે તું વેણ પ્રકાશેરે;
પૂર્વ જનમ મેં અતી તપ કીધાં તો સુંદર વર પામીરે.
ધન્ય ધન્ય આજની રજની મારે સહજ પધાર્યા સ્વામીરે.
સાર સોહીએ શેરડીએ ને લ્હેરમ લ્હેર તું રંગારે,
ભલે મળ્યો નરસૈઆનો સ્વામી ગોપીજન ગોવિંદારે.

---

૨૨૬

પ્રભાતના પહોરમાં દીઠા ઠાકોરમાં, ઠીક ઠાકોરને મન મોહ્યું,
ધન્ય ઘડી આજની મેહેર મહારાજની, સેજમાં શામળે સામું જોયું.
નરહરી નરખીઆ પ્રેમસું પરખીઆ, ગોમતી ગંગમાં અંગ ધોયું,
રણછોડ રાયને જગત જોવા જાય છે, પલક એકમાં પાપ ખોયું,
વેદની વાત છે સમુદર સાથ છે, નાગને નેતરે નીર વલોયું,
સ્વામી ઇચ્છારામના નવે ખંડે નામના, નરહરિ નરખીને દુઃખ ખોયું.

---

૨૨૭

ઉઠની આરાસુરી જાગો જગદીશ્વરી, ભાસ્કરી શક્તિ પ્રગટ થઇને ઉભી,
આળસ મરડીને શૈયા કર વેગળી, રાત્રિ સ્વરૂપને શીઘ્ર તજની.
ભાનુ મંડળ થકી ચંદ્ર મંડળ થકી, આવીને રહી છું તું મૃત્યુ લોકે,
વેદ છે તુજ થકી શાસ્ત્ર છે રૂપિ થકી, ધન્ય વેદેશ્વરી વેદવાણી.
પંચમહાભૂતથી શક્તિ કર તુજ તણી, એહમાં રાખજે લાજ મારી,
શક્તિ નવનિધિ તણી છે લાલ વસ્ત્રરૂપી, તાહરે દ્વાર આવીને ઉભી.
કર જોડી કરગરે સ્તુતિ કરે તુજ તણી, દર્શન અંબિકા આપ વ્હેલી
કૃપાકટાક્ષ તુજતણી કરની માયા મુજ ભણી, અંબીકા તું મારી માત
સાચી.
આધિહર વ્યાધિહર હરત્રણ હારિણી, આપની તુજ ચરણ મુને દાસ જાણી
આ સ્તુતિ જે કોઇ ગાય ને સાંભળે, અંતે તે પ્રાણી અંબાને ખોળે–ઉઠની.

---

૨૨૮

સુરજ ઉગે ને સાધન સાધે,
હાંરે તારૂં ભજન કરે ભજનીરે,
હો રસીયાજી ક્યાંને રમ્યા રજનીરે. હો રસીયાજી.
આજનું સૂખડું કહોરે મને પ્રભુજી,
સહુ મળીને પુછે સજનીરે. હો રસીયાજી.
મોરમુગટ ને કાનેરે કુંડળ,
વળી ચાલ ચાલે ગજનીરે. હો રસીયાજી.
મીરાં કહે પ્રભુ ગિરિધર નાગર,
તારૂં લંપટપણું તજનીરે. હો રસીયાજી.

---

સોવૈ સોનાનું જડીત્ર મણિમય પારણું, ઝુલાવે રૂમઝુમ વાળે ઘુઘરીનો ધમકાર,
માતા વિધવિધ વચને હરિગુણ ગાય હાલરાં, ખેંચે ફુમતીઆળી રેશમ દોરી સાર, માતા.
મારા કહાનાની સમાણી કન્યા લાવશું, મારા લાલને પરણાવીશ મ્હોટે ઘેર,
મારો જાયો વરરાજા થઇ ઘોડે બેસશે, મારો કહાનો કરશે સદા લીલાલ્હેર, માતા.
જેનો શેષ શંકર સરખા પાર પામે નહિ, નેતિ નેતિ કહે છે નિગમ વારંવાર,
તેને નંદરાણી હુલરાવી ગાએ હાલરાં, નથી નથી એના ભાગ્યતણો કાંઇ પાર, માતા.
ધન્ય વ્રજવાસી ગોપીજન નંદ જશોમતિ, ધન્ય ધન્ય વૃંદાવન હરિ કેરો ત્યાં છે વાસ,
સદા જુગલ કિશોરે ત્યાં લીલા કરી, બલીહારી કહે છે દયારામદાસ, માતા.

---

૨૩૧

માતા જશોદા બોલાવે જમવા લાલને, ચાલો લાડકડા પુરૂષોત્તમ લાગું પાય,
તેમ તેમ રીસાવી રંગ રસીયોજી આવે નહિ, પાછળ દોડે તેમ નટવર નાસી જાય. માતા. ૧
કાળા કેમ સંતાપે મુજને ઘરમાં કામ છે, વાટ જુએ છે કહાના બેસી રહ્યા બળવીર,

તુજને શિખામણ દઉં છું તે કેમ નથી લાગતી, શા માટે શામળીઆ
ભરો નેત્રમાં નીર. માતા. ૨
આવા ઢંગ ધુતારા જે કોઇ તુજમા જાણશે, ત્યારે પરણ્યાની શી
થાશે હરજી પેર,
કોઇ કન્યા નહિ આપે ક્હાના કહું છું તુજને, રાખો ડહાપણ ચાલો
રાડ તજીને ઘેર. માતા. ૩
હવે નહી મારૂં મારા સમ મુજને છે બાપના, હું તો હારી તુજથી
જીત્યો તું જુગદીશ,
શું કરૂં લાડેકવાયો એકનોએક છે નંદને, તેથી સાંખી રહીછું બાકી
ચડે છે રીશ. માતા, ૪
જેમ તેમ સમજાવી લઇ ચાલ્યાં સુંદરશ્યામને, કટિએ બેસાડીને
ચુંબન કીધું ગાલ.
સુખડાં હરખી નરખી રંગમાં રીઝયાં ઘણું, લાવી મુખડા આગળ
મૂકી કનકની થાળ. માતા. ૫
માંહે પકવાનો પીરસ્યાં છે ભલી ભલી ભાતનાં, ખાજાં જલેબી
ઘેબર બરફી બુરાં સાર,
માંહે સુતરફેણી આણી અતિશે ઉજળી, પુરણપોળી સકરપારા શીરો
સાર, માતા. ૬
મેવા મીઠાઇ લાવ્યાં છે માત જશોમતિ, રીસ ઉતારી પ્રીતે જમોની
મારા બાળ,
અતિ આનંદે જમાડે સુંદરશ્યામને, ગોપી રીઝવી રીઝવી રમાડે નંદ-
લાલ, માતા.
રીઝવી રમીને જમ્યા છે હરિ બળદેવજી, માતા જશોદાનો આનંદના માય.

સરખે જમાડી પોરાડે પ્રભુને પારણે, ઉભો દાસ હરિભટ્ટ ઢોળે પ્રભુને વાય, માતા.

---

## (સીતાના મહીના)

૨૩૨

સખી આવીઓ કાર્તિક માસ, કે કંથ સીધાવીઆ,
જે માસ મૂકી ટહાડ, શીઆળો ભર આવીઓ.
મને મૂકી ગયા નિરધાર, પીયુરે મારા પરવર્યા,
જેવા જમડા વેરણુ હોય, જીવડો મારો જાય છે.
સખી માગસરીએ મદ જાય, બાળાપણુ દોહલું,
જેના રામ ગયા પરદેશ દહાડા લેવા દોહલા.
સખી સુની દીસે સુંદર સેજ, સુના દીસે ઓરડા,
જેના પ્રભુ ગયા પરદેશ, તેને શેનાં સોયલાં?
સખી પોષ માસે પરિબ્રહ્મ, મને બહુ સાંભરે,
સીતાં એકલડાં વનમાંહ્ય, ઝુરી ઝુરી શું કરે?
હરિ વિના વાણું ન વાય , રહેવાય નહીં એકલું,
કોઇ આવે ને કોઇ જાય, સંદેશો મોકલું.
સખી આવીઓ માઘ માસ, સજ્જન મુને સાંભરે,
એ રૂતુએ હિમાળો વાય, દેહી મારી થરથરે.
સખી પોતાનાં દીલડાની વાત, કોની પાસે બોલીએ,
જેના રામ ગયા પરદેશ, અત્તર શું ન બોલીએ.
સખી ફાગણુ મહીને ફુલ, દીસે રળિયામણાં,

જેના રામ ગયા પરદેશ, ફુલો કોણ કામનાં?
સખી પીપળે આવીઆં પાન, હજીએ ન આવીઆ.
એમ વહી ગયા પાંચ માસ, છઠો ચૈત્ર આવીઓ.
સખી ચૈત્રે ચિંતા માંહે, સુકાઇને સજાવળ્યાં.
ના આવીઓ કાગળ એક, હરિના હાથનો.
સખી ઉનાળે લુ વાય અગ્નિ બહુ બાળે.
ન આવીઓ કલ્યાગરો કંથ, હૈયામાં ખરખરે.
સખી વૈશાખે વનમાંય, હીંડોળે ઝુલતા,
આવી પાકી આંબા ડાળ, સૂડા ઘણું ચાખતા.
રીસાવી ગયા મારા રામ, નયનારે રહ્યા ચોળતાં.
આવી પાકી આંબા શાખ, વીખડાં જેમ ઘોળતાં.
સખી જેઠ માસે જળમાંય, સજોડે ઝીલતાં,
જેના રામ ગયા પરદેશ, સહીયર શું ખેલતાં.
સખી નાહી ધોઇ નીરધાર, અંબોડો વાળીએ,
જેના રામ ગયા પરદેશ, કાજળ કેમ સારીએ.
સખી આવીઓ આષાઢ માસ, પપૈયા પીયુ કરે,
ઝીણા ઝરમર વરસે મેહ, આભેથી ઉતરે.
સખી ઘોર અંધારી રાત, ચમકતી દામની,
જેના રામ ગયા વનવાસ, સેજો કોણ કામની ?
સખી આવીઓ શ્રાવણ માસ, શ્રાવણ વરસે સરવડે,
સીતા ભીંજે નવરંગ ચીર, નયનેથી આંસુ ઝરે.
સખી ભાદરવે ભરથાર, વીના કેમ જીવીએ,
આવી નવી કરસણ ડાળ, નવાંરે કેમ ચાખીએ.

ઝરખે જમાડી પોરાડે પ્રભુને પારણે, ઉભો દાસ હરિભદ્ર ઢોળે પ્રભુને વાય, માતા.

---

## (સીતાના મહીના)

૨૩૨

સખી આવીઓ કાર્તિક માસ, કે કંથ સીધાવીઆ,
જે માસ મૂકી ટહાડ, શીઆળો ભર આવીઓ.
મને મૂકી ગયા નિરધાર, પીયુરે મારા પરવર્યા,
જેવા જમડા વેરણુ હોય, જીવડો મારો જાય છે.
સખી માગસરીએ મદ જાય, બાળાપણુ દોહલું,
જેના રામ ગયા પરદેશ દહાડા લેવા દોહલા.
સખી સુની દીસે સુંદર સેજ, સુના દીસે ઓરડા,
જેના પ્રભુ ગયા પરદેશ, તેને શેનાં સોયલાં?
સખી પોષ માસે પરિબ્રહ્મ, મને બહુ સાંભરે,
સીતા એકલડાં વનમાંહ્ય, ઝુરી ઝુરી શું કરે?
હરિ વિના વાણું ન વાય , રહેવાય નહીં એકલું,
કોઇ આવે ને કોઇ જાય, સંદેશો મોકલું.
સખી આવીઓ માઘ માસ, સજ્જન મુને સાંભરે,
એ રૂતુએ હિમાળો વાય, દેહી મારી થરથરે.
સખી પોતાનાં દીલડાની વાત, કોની પાસે ખોલીએ,
જેના રામ ગયા પરદેશ, અવર શું ન બોલીએ.
સખી ફાગણુ મહીને ફુલ, દીસે રળિયામણાં,

જેના રામ ગયા પરદેશ, ફુલો કોણ કામનાં?
સખી પીપળે આવીઆં પાન, હજીએ ન આવીઆ.
એમ વહી ગયા પાંચ માસ, છઠો ચૈત્ર આવીઓ.
સખી ચૈત્રે ચિંતા માંહે, સુકાઇને સગરભ્યાં.
ના આવીઓ કાગળ એક, હરિના હાથનો.
સખી ઉનાળે લુ વાય અગ્નિ બહુ બાળે.
ન આવીઓ કઠ્ઠાગરો કંથ, હૈયામાં ખરખરે.
સખી વૈશાખે વનમાંય, હીંડોળે ઝુલતા,
આવી પાકી આંબા ડાળ, સૂડા ઘણું ચાખતા.
રીસાવી ગયા મારા રામ, નયનોરે રહ્યા ચોળતાં.
આવી પાકી આંબા શાખ, વીખડાં જેમ ઘોળતાં.
સખી જેઠ માસે જળમાંય, સજોડે ઝીલતાં,
જેના રામ ગયા પરદેશ, સહીયર શું ખેલતાં.
સખી નાહી ધોઇ નીરધાર, અંબોડો વાળીએ,
જેના રામ ગયા પરદેશ, કાજળ કેમ સારીએ.
સખી આવીઓ આષાઢ માસ, પપૈયા પીયુ કરે,
ઝીણા ઝરમર વરસે મેહ, આભેથી ઉતરે.
સખી ઘોર અંધારી રાત, ચમકતી દામની,
જેના રામ ગયા વનવાસ, સેજો કોણ કામની?
સખી આવીઓ શ્રાવણ માસ, શ્રાવણ વરસે સરવડે,
સીતા ભીંજે નવરંગ ચીર, નયનેથી આંસુ ઝરે.
સખી ભાદરવે ભરથાર, વીના કેમ જીવીએ,
આવી નવી કરસણ ડાળ, નવાંરે કેમ ચાખીએ.

સખી પ્રેમ રસની પ્રીત, પળે તો પાળીએ,
એવા નગુરાં માણસની પ્રીત, ટળે તો ટાળીએ.
સખી આવીઓ આસો માસ, દીસે રળીઆમણો,
ઘેર પધાર્યા શ્રી જગદીશ, દિવસ સોહામણો.
પુરમાં વરત્યો જય જયકાર, અજોધ્યામાં આવીઆ,
સતી સીતાના પૂર્યા કોડ, મોતીડે વધાવીઆ.

## પંદર તિથિ.

૨૩૩

સખી પડવે તે પંથે ચલ્યારે, મહાવનના મારગે ઝાલ્યારે,
સાથે સીતાને લક્ષ્મણ બાળા, રઘુપતિ રામ હૃદેમાં રહેજોરે.
સખી બીજે મઢીમાં બીરાજેરે, પાસે નદીઓ તણાં નીર ગાજેરે,
રામ મ્હેલી ગયા રૂડું રાજે—રઘુપતિ.
સખી ત્રીજે તે વનની ઝાડીરે, દશ ફળ મંગાવે છે દહાડીરે,
સારી શોભે સીતાજીની વાડી—રઘુપતિ.
સખી ચોથે કેવડીઓ બ્હેકેરે, ફાલ્યો ફુલ્યો મોગરો મ્હેકેરે,
એવી લીલી લતાઓ લ્હેકે—રઘુપતિ.
સખી પાંચમે પોપટ પાળ્યોરે, પાંખ લીલી ને કાંઠલો કાળોરે,
રામ નામ ભણંતો ભાળ્યો—રઘુપતિ.
સખી છઠે છેતરવાને આવ્યોરે, કુડો કપટી રાવણ સાથે લાવ્યોરે,
બે મુખનો મૃગ બનાવ્યો—રઘુપતિ.
સખી સાતેમે શ્રીહરિ સમર્યારે, વાડી ભેળી ઉરાડયા ભમરારે,
ડાળ સાહી ઉખેડયા ડમરા—રઘુપતિ.

સખી આઠમે એને નિહાળ્યોરે, ધનુષ્ય ધારીને મૃગલો માર્યોરે,
મૃગ મરતી વખતે પોકાર્યો.—રઘુપતિ.
સખી નોમે તે નાખ્યું તીરરે, જઇ વાગ્યું તે મૃગને શીરરે,
ધાજો ધાજો લક્ષ્મણ વીર.—રઘુપતિ.
સખી દસમે કહે લક્ષ્મણનેરે, બેશી વીરો બોલાવે છે તમનેરે,
આડી આણ દેતા જાઓ અમને.—રઘુપતિ.
સખી એકાદશી ઉપવાસીરે, લંપટ લેવાનો લાગ તપાસીરે,
રાવણ સીતાને લેઇ ગયો નાશી—રઘુપતિ.
સખી બારસે હનુમંત બળીઓરે, ઠેકી સમુદ્રને પાર ઉતરીઓરે,
જઇને જોગમાયાને મળીઓ.—રઘુપતિ.
સખી તેરસે ત્રંબાળુ ભાગેરે, હાક હનુમંતકેરી વાગેરે,
લ્હાય લંકાગઢમાં લાગે.—રઘુપતિ.
સખી ચૌદસે ચિત્ત વિચારીરે, ફોજ વાંદરાંની રચી સારીરે,
રામે રાવણને નાખ્યો મારી.—રઘુપતિ.
સખી પૂનમે પ્રભુજી પધાર્યારે, થાળ ભરી મોતીડે વધાવ્યારે,
માતા કૌશલ્યાને મન ભાવ્યા.—રઘુપતિ.

---

## સાત વાર.

૨૩૪

સોમવારે રે શિવશક્તિ પૂજું પ્રીતથી.
અંતરમાંરે ધ્યાન ધરૂં એક ચિત્તથી,
મંગળવારે રે મંગળ પદ પ્રભુ આપજો,
મુજ વૃત્તિને રે આપ ચરણમાં સ્થાપજો,

બુધવારે રે બુદ્ધિબળ મુજમાં નથી,
આશા તૃષ્ણાથીરે, મન ન છૂટે મમત્વથી;
ગુરૂવારે રે સદ્ગુરૂ સાહ્ય કરો પ્રભુ,
સચરાચરરે સર્વ વ્યાપક છો હે વિભુ.
શુક્રવારે રે શુદ્ધ ભાવે ભજું તેહને,
અષ્ટ સિદ્ધિરે અણિમા સહ વંદે જેહને;
શનિવારે રે સત્ત્વ તણી વૃદ્ધિ ના થાતી,
કરૂણા કરોરે મુજ બુદ્ધિ નિર્મળ અતિ.
રવિવારે રે રજ તમથી નિવૃત્ત કરો,
ઉમિયાપતિરે મુજ વિનતિ શ્રવણે ધરો;
સપ્ત વારેરે સાધન સંપત્તિ યાચતી,
મનમોદથીરે હરિગુણ ગાઇને રાચતી.

---

# પ્રકરણ ૧૧ મું.

## પાકવિધિ.

### ગીતિ.

લઘુ વયની સ્ત્રી જેણે, વિવિધ પ્રકારની રસોઇ નવ કીધી,
તેની સુગમતા માટે, પ્રકટ કરી છે પ્રીતે પાકવિધિ.
એકાકી જન જે ને, વળી વિદેશ વિષે વિચરનારી,
તેના મનની શંકા, છે આ પાકવિધિ સઉ હરનારી.

## કંસાર કરવાની રીત.

જેટલો કંસાર હોય તેથી દોઢું પાણી મૂકી અધરણ કરવું. તેમાં કંસાર ઓરવો–પાણી સોસવાઇ જાય એટલે તેમાં ખાંડ નાંખી હલાવી ને અંગારે મૂકવો અને ઘી શેર ૦। લેખે નાંખવું.

ગોળનો કંસાર કરવો હોય તો અધરણ ખખળે એટલે તેમાં ગોળ નાખી તે ગોળ મળી જાય પછી કંસાર ઓરી પાણી સોસ વાઇ જાય એટલે તેને અંગારે મૂકવો.

કંસાર ઓરતાં પહેલાં થોડા તેલનું માંણ કંસારને દેવું.

કંસાર શેર એકે સવાશેરી ખાંડને ગોળ શેર ૧ લેખે નાખવો ને મસાલામાં બદામ, ચારોળી, દરાખ, એળચી સુમાર પ્રમાણે નાંખવાં.

કંસાર શેર એકે માણુસ ૨॥ લેખે અને લ્હેંચી સાથે માણુસ ૪ લેખે મૂકવો. ને લ્હેંચી શેર ૧ નાં માણુસ ત્રણ લેખે મૂકવી ને કંસાર દૂધ હોય તો માણુસ દીઠ દૂધ શેર ૧॥ મૂકવું. કંસાર ઘી હોય તો ઘી શેર ૦॥ માણુસ દીઠ અને કંસાર લ્હેંચીના જમણમાં માણુસ દીઠ ઘી શેર ૦॥ ગણવું.

## ઓરમું કરવાની રીત.

કંસારને ઘીમાં સાંતળવો ને ગુલાબી રંગ થાય એટલે તેમાં પાણી નાખવું. તેમાં કંસારનો દાણો મ્હોટો હોય તો પાણી અઢી ગણું. અને દાણો ઝીણો કંસારના જેવોજ હોય તો બમણું નાખવુ તે પાણી સોસવાઇ જાય પછી તેમાં ખાંડ તથા ઉપર પ્રમાણે મસાલો નાખી હલાવીને અંગારે મૂકવું.

કંસાર શેર એકે ઘી શેર રૂવા અથવા શેર દોઢ અને તેટલીજ ખાંડ નાખવી.

ઓરમું શેર એકના માણસ પાંચ લેખે મૂકવું.

પૂરી શેર એકે માણસ ત્રણ લેખે મૂકવી. શેરની પૂરીમાં માણુ પઇસા ત્રણ ભાર નાખવું ને પૂરી તળવામાં શેર એકે ઘી શેર અડધો જોઇએ.

## મીઠો ભાત કરવાની રીત.

ચોખા અધરણમાં ઓરી ચોખા બફાએથી ઓસાવી નાખવા પછી તેમાં ખાંડ તથા કેશર વાટી તેનું પાણી નાખી હલાવવું ને ઘીમાં તજ લવિંગ વધારી તે તથા મસાલો નાખવો અને હલાવી અંગારે મૂકવો.

મીઠો ભાત અને દૂધનું જમણ હોય તો શેર એક ચોખાએ અઢી માણસ લેખે ગણી મૂકવો ને માણસ દીઠ દૂધ શેર ૧॥ ગણવું.

મીઠા ભાતમાં ઘી શેર ૦॥ લેખે અને ખાંડ શેર સવા લેખે નાખવી, બીજું જમણ પાછળ કરવો હોય તો શેરે પાંચ માણસ ગણવાં. એકલો કરવો હોય તો કંસાર પ્રમાણે ગણવો.

## શીરો કરવાની રીત.

રવો ઘીમાં શેકવો. બરાબર શેકાયા પછી ખાંડ પાણીમાં મેળવીને તે પાણી શીરામાં રેડી દેવું. પાણી સોસાયા પછી બદામ વગેરે મસાલો નાખી અંગારે મૂકવો.

શીરાનો રવો શેર હોય તો શેરે સવા અથવા દોઢ શેર ઘી તથા શેરે દોઢ શેર પાણી અને ખાંડ શેરે સવા અથવા દોઢ શેર, શેરનાં પાંચ માણસ ગણવાં.

પૂરીમાં શેરના ત્રણ માણસ ગણવાં. લોટમાં રવો ભેળવવો હોય તો શેરે ૦। શેર.

## થુલી કરવાની રીત.

થુલી કસાર કરતાં ઝીણી રાખવી. અધરણ થાય ને સ્હેજ તેલથી મ્હોઇને થુલી ઓરી દેવી. પાણી સોસાયા પછી ઘી અંદર નાંખી અંગારે મૂકવી. જેટલી થુલી હોય તેટલું પાણી મૂકવું.

કંસાર, ઓરમું, શીરો, તથા થુલી એ સર્વનો રવો તથા પાણી ભરવાને વાડકાનું પ્રમાણ રાખવું, ગળપણ ઉપરથી લેવું શેરમાં ૨॥ માણસ ગણવાં.

## બીરંજ કરવાની રીત.

ચોખા શેર એક અને ચણાની દાળ નવટાંક એકઠાં કરી ઘીમાં સાંતળવાં. પછી દોઢશેર પાણી નાંખવું. પાણી સોસાયા પછી ખાંડ નાંખવી અને કેસર બદામ વગેરે મસાલો નાંખવો અને અંગારે મૂકવો. મોળો કરવો હોય તો ખાંડ નાંખવી નહીં. શેરે ઘી શેર ૦॥ અથવા ૦॥। તથા ખાંડ ૧॥ અથવા ૧। શેર. શેરમાં પાંચ માણસ ગણવાં.

## લીલવાની ખીચડી કરવાની રીત.

લીલવાને ઘીમાં ધીમે તાપે સાંતળી બફાવવા દેવા. બદામ વગેરે બધો મસાલો સાંતળી નાંખવો. પછી ચોખાને ઘીમાં સાંતળી લીલવા અંદર નાંખીને આશરે દોઢું પાણી નાખવું અને બધો મસાલો પણ અંદર નાખી દેવો. પાણી સોસાયા પછી અંગારે મૂકવી.

ચોખા શેર એક લીલવા શેર ૧, ઘી શેર પોણો અથવા શેર કેશર તથા મસાલો સુમાર પ્રમાણે નાખવો. માણસ એક દીઠ પોણોશેર ખીચડી ગણવી. ગળપણ અંદર રાખવું નહીં.

## કરડની ખીચડી કરવાની રીત.

કરડને મીઠા પાણીમાં ત્રણ ચાર કલાક પલાળી રાખવી. ખીચડી ઓરતી વખત દાળ નાખવી.

શેર કરડમાં દાળ શેર અડધો અને પાણી બમણું નાખવું. બફાવવા આવે એટલે સારી રીતે ઘુંટીને ખાવા જેવી થાય એટલે ઉતારી લેવી. માણસ દીઠ પોણો શેર ખીચડી ગણવી.

## બાજરીની ખીચડી કરવાની રીત.

બાજરીને છડાવી, ઝટકાવી નાખી શેર બાજરીમાં દાળ શેર અડધો નાખવા અને પાણી દોઢું નાંખીને ઉપર પ્રમાણે કરવી.

## એક પતેલીમાં દાળભાત કરવાની રીત.

દાળ ચોખાને જૂદાં ધોઇ પતેલીમાં પાતરાંનો આડો પડદો મૂકી એક બાજુએ દાળ ને એક બાજુએ ચોખા નાખવાં અને અંદર ધીરે હાથે પાણી રેડી ચૂલે મુકવાં. તાપ ધીમો રાખવો. બહુ તાપ કરવાથી એકઠાં થઇ જાય છે. મીઠું નાખવું હોય તો દાળની બાજુમાં નાખવું.

## ચણાની દાળની ગળવેડમી કરવાની રીત.

અધરણ થાય ને ચણાની દાળ ઓરવી. તેને સારી રીતે ગળી જવા દેવી અને પાણી બળ્યા પછી અંદર ખાંડ નાંખવી. ખાંડનું પાણી સોસાયા પછી ઉતારી લેવી. ટાઢી પડે એટલે ચારણી ઉંધી નાંખી દાળને ચાળી નાંખવી અને પછી તેના લુઆ વાળવા ને રોટલી જરા હળકી વણીને તેની અંદર ગોળદાળનો લુઓ મુકી રોટલીને વાળી દઇ અટામણમાં બોળી પાતળી વણવી.

શેર એક દાળ અને સવાશેર અથવા દોઢ શેર ખાંડ. શેર ૧ દાળમાં ૨॥ માણસ ગણવાં. શેર ૬ જે લોટ શેર અડધો ઝીણો ચાળેલો બાંધવો તુએરની દાળની કરવી હોય તો તેને ચાળવી નહીં. બાકી બધી રીત ઉપર પ્રમાણે.

ધારી કરવી હોય તો ઘઉંના લોટમાં સારૂં માણ નાખી બાંધવો.

ગોળની કરવી હોય તો શેર દાળે શેર ૧ ગોળ નાંખવો.

## કોપરાની ઘારી કરવાની રીત.

છીલમાં ખાંડ ભેળી ધીમી આંચે ચૂલાપર મુકવી ખાંડનું પાણી શોસાય ને લુઆ વળતી છીલ થાય પછી માવો મોળો નાંખી હલાવીને ઉતારી લેવું. છીલ રાતી થવા દેવી નહીં અને ઉપર પ્રમાણે ધારી વણવી

ખમણ શેર એક, ખાંડ શેર સવા, માવો પાસેર. શેર એક ખમણમાં માણસ ચઢી ગણવાં. ધારી જોડે ખીર કરવી હોય તો શેરે ૩ માણસ ગણવાં અને ખાંડ ઓછી નાખવી.

## લાડુ કરવાની રીત.

લોટમાં સારૂં માણ નાંખી કઠણ લોટના મુઠીઆં વાળી ગુલાબી રંગનાં તળવાં અને તેને ખાંડીને ચાળી નાંખી ઘી તથા ખાંડ નાખી લાડુ વાળવા. ઘી ઉનું કરીને નાખવું પણ બહુ આકરૂં કરવું નહીં શેર લોટે ઘી શેર પોણો ને ખાંડ શેર ૦॥ શેરનાં બે માણસ ગણવાં.

ભાખરાનો લાડુ કરવો હોય તો ભાખરો શેકી ખાંડી નાંખવો અને ઉપર લખ્યા પ્રમાણે કરવો. ગોળનો કરવો હોય તો ગોળ દોઢ પાશેર લેખે નાંખવો. મઠો કરવો હોય તો માણસ દીઠ દુધ શેર ૧॥ ગણવું.

ચોસલાંનો લાડુ કરવો હોય તો થાળીમાં થાબડી ચોસલાં પાડવાં.

## ખીર કરવાની રીત.

ચોખા પલાળી મૂકવા. દૂધ સારૂં ઉનું થાય ને અંદર ચોખ નાખવા અને ધીમે તાપે બફાવવા દેવા. ચોખા બફાયા પછી ઘુંટીને એકરસ કરવા અને ઉતારવા જેવા થાય ત્યારે અંદર ખાંડ નાંખે સ્હેજવાર થાય ને ઉતારી લેવા અંદર એલચી નાંખવી. માણસ દીઠ બસેરૂં દૂધ ગણવું અને ચોખા મણે અઢીશેર લેખે નાંખવા અને ખાંડ મણે આઠશેર લેખે નાંખવી.

પૂરીમાં શેરે અઢી માણસ ગણવાં.

ખીર લ્હેંચી કરવાં હોય તો તેમાં ચોખા મણે ત્રણ શેર લેખે નાખવા અને ખીરને વધારે ઘાડી કરીને ઉતારવી. ખાંડ અંદર નાખવી નહીં. વગર અજીઠી કરવી હોય તો સ્હેજ ઘીથી ચોખા મ્હોઇને નાખવા.

લ્હેંચીમાં શેરે અઢી માણસ ગણવાં અને બુરૂ માણસ દીઠ શેર અડધો ગણવું અને એલચી બુરામાં નાખવી. સેવની ખીર કરવી હોય તો મણ દૂધમાં બશેર સેવ નાખવી ને નરમ ઉતારી લેવી. ખાંડ મણે ૭ શેર નાખવી.

ધારી જોડે ખીર કરવી હોય તો ખાંડ મણે ૭ શેરી નાખવી અને માણસ દીઠ દૂધ શેર દોઢ ગણવું.

## ગળવાણું કરવાની રીત.

દૂધ ઉકળ્યા પછી ટાઢા દૂધમાં ઘીમાં સાંતળેલો લોટ મેળવી અંદર નાખીને ઉકાળવું. થોડીવાર ઉકળે ને ઉતારી લેવું અને એ-લચી નાખવી.

દૂધ શેર પાંચમાં લોટ ૦। શેર લેખે નાખવો.

માણસ દીઠ દોઢ શેરૂં દુધ ગણવું અને ખાંડ વજનસર નાખવી. પુરીમાં શેરમાં બે માણસ ગણવાં.

## બાસુદી.

માણસ દીઠ ચારશેર દુધની બાસુદી ગણવી. બુરૂ મણ દુધની બાસુદીમાં ૨॥ શેર નાખવું.

પૂરીમાં શેરનાં ત્રણ માણસ ગણવાં.

## શ્રીખંડ.

માણસ દીઠ બસેરૂં દુધ ગણવું. ખાંડ મણે સોળશેર લેખે નાખવી. પૂરીમાં શેરનાં ત્રણ માણસ ગણવાં.

## મલાઈ.

માણસ દીઠ પોણોશેર ગણવી અને બુરૂં પાશેર.

પૂરીમાં શેરના ત્રણ માણસ ગણવાં.

## બરફી.

માણસ દીઠ શેર બોજ ગણવો. પેંડા વગેરે એજ પ્રમાણે ગણવું.

પૂરીમાં શેરે ત્રણ માણસ ગણવાં. મઠાનું દુધ માણસ દીઠ શેર દોઢ.

## લાખણસાહી લાડુ કરવાની રીત.

લોટ ચણાનો શેર ૧ માં મોણ ઘીનું ૭ પૈસા ભાર નાંખવું ને પાણીથી લોટ બાંધી ઝારેથી પેણીમાં ગાંઠીઆ પાડવા, ગુલાબી રંગના થાય એટલે કાહાડી લેવા પછી તેને ખાંડી ભૂકો તૈયાર કરવો. શેર લોટે ખાંડ શેર ૩, ઘી પાસેર તથા તળવાનું ઘી શેર અડધો. ત્રણ

શેર ખાંડને દોઢ શેર પાણી ઉનું કરવું પાણી ખખળે એટલે તેમાં બે પૈસા ભાર દૂધ નાખવું પછી ઉપર મેલ આવે તે કાઢી નાખવો. ચાસણી ત્રણ તારી થય એટલે લાડુના ભૂકામાં અડધી નાખવી અને અડધી જરા વધારે આકરી કરી નાખી દેવીને પછી લાડુ વાળવા. દરાખ, ચારોળી તથા એલચી નાખવાં હોય તો અંદર નાખવાં. શેરમાં પાંચ માણસ જમે અને સાથે જો દહીથરાં હોય તો શેરે સાત માણસ જમે.

## દહીથરાં કરવાની રીત.

ઘઉંનો લોટ શેર ૧ માં પંદર પૈસા ભાર રવો, અડધો શેર ને નવટાંક મેંદો ઘીનું માણ દોઢ પાસેર ખમતું પાણી નાખી લોટને ઘસોટીઆ લાડુની માફક ધીરે હાથે ફીણવો ને પછી દહીથરાં વાળવાં ને ઘીમાં તળી કાહાડવાં. શેરે બે માણસ જમે.

## જલેબી કરવાની રીત

મેદાનો લોટ શેર ૧ ઘીનું માણ ૭ પૈસા ભાર દહીં અડધા પૈસા ભાર પાણી સારું ઉનું કરીને લોટમાં નાખવું. ખીરું જાડા શીંખડ જેવું કરવું. જલેબી કરવી હોય તેને આગલે દીવસે આથી મૂકવું. આથ્યા પછી ચોવીસ કલાકે જલેબી પાડવી. ટાહાડ હોય તો છત્રીસ કલાકે પાડવી. ખીરાંને ખાંડવાળો હાથ લાગે નહિ તે તપાસવું. ખાંડ શેર અઢી લેવીને તેને લાડુની રીત પ્રમાણે ધોવી અને બે તારી ચાસણી કરી મૂકવી અને જલેબી ઉતરે તેવી ચાસણીમાં નાખી તેને ઝારાથી અંદર દબાવી રાખવી અને બીજો ઘાણ ઉતરે એટલે કાહડી લઇને ચોડા કરી થાળામાં મૂકતાં જવું. શેરમાં પાંચ માણસ જમે.

## ખાજલી કરવાની રીત.

લોટ મેંદાનો શેર અડધો ને નવટાંક તથા રવો દોઢ પાશેર મળી શેર ૧, માણુતું ઘી શેર ૦। નાખી, કણેક પૂરીના લોટ જેવી બાંધવી ને પછી તેને ઢીમચાપર મૂકી મોગરીથી ખાંડી સેવના લોટ જેવી ઢીલી કરવી અને તે કણેકને પાટલા ઉપર પાથરી દેવી હથેલી પૂર જાડી પાથરવી પછી માજરવેલ ચોખાનો લોટ શેરે પોણો લઈ ઘીથી બાંધી દળ જેવો નરમ કરી પાટલાપરની કણેકપર સરખે ભાગે પાથરી દેવો ને પછી કણેકને બેવડી કરવી અને સાટો બહાર ન નીકળે માટે ચોવડી કરવી ને કણેકને લાંબી કરી પાછી પાટલાપર મૂકવી. સાટો બ્હાર નીકળી ન જાય તેની સંભાળ રાખવી તવેથાએ કણેકના કટકા પાડવાને હાથેથી દબાવીને લુઆ કરી ખાજલી વણવી લુઓ કરતાં સાટો બહાર નીકળી ન જાય તે ખુબ તપાસવું. વણ્યા પછી આંગળીથી કાણા પાડવાને ધીમે તાપે ડુબતા ઘીમાં તળવી. શેરમાં પાંચ માણસ જમે.

## ઘેવર કરવાની રીત.

મેદો શેર ૧ પાણી ઉનું કરીને પુરી જેવો લોટ બાંધવો ને તપેલામાં લઈ બે બે પૈસાભાર પાણી નાખતાં જઇ જાડા શીખંડ જેવો રાખવો. તેની અંદર ઘી શેર દોઢ આંગળી દાજતું તથા પાણી ઉનું કરી નાખવું ને ખીરાંને ખુબ એકમેક કરી દેવું ને જાડી કડી જેવું કરવું પછી ઘેવરના વાડકા હોય તેમાં ઘી નાખી કડછી વતી ઝીણી ધારે ખીરૂં રેડવું. બરાબર વચ્ચેજ રેડયા કરવું ને ખો- આ તૈયાર થયેથી લાકડાના સોયાથી કાડી લેવાં ને ટાડાં પડયાં પછી

ચાસણી પાવી. શેર લોટે પાંચશેર ખાંડ લઇ ઉપર લખ્યા પ્રમાણે ધોવી ને જલેબીના જેવી ચાસણી રાખવી ને કથરોટમાં ભરવી. ગુલાબજળ તથા એલચી ચાસણીમાં નાખવાં. કથરોટપર ચાર આંગળ પોળાં પાટીઆં મૂકવાં ખોખાંને ચાસણીમાં દાબીને બોળવાં ને તવેથેવતી પાટીઆપર ચોડા કરવા. દસ લગી ચોડા કરવા તથા ચાસણી કડછીમાં લઇ ઘેવરનાં ચોડાપર રેડયા કરવી તે બધી ચાસણી પી જવા આવે ને ખોખાં નરમ થવા આવે કે ઉપાડી લઇ કથરોટમાં મૂકી દેવાં. કથરોટમાં નીતરી રહે ને પાછા પાટીઆપર મૂકવાં ને થાળામાં નીતરેલી ચાસણી હોય તેને પેણીમાં નાંખીને સ્હેજ લીંબુ નાંખી ઘુંટવી ને તે ચાસણી પાતળા મંઠા જેવી રાખવી ને કડછીથી ઘેવરનાં ખોખાંની ધારને પાવી. ખોખાં ઉપર પણ એ ચાસણી પાથરી દેવી પછી ચારોળી, પસ્તાં તથા ગુલાબનાં ફુલ તરત પાથરી દઇને ચોડા કરવા. ચાર ચારની ચોડ કરી કથરોટમાં મૂકી દેવાં. ઘેવર સકત થયલાં લાગે તો ઉપર સ્હેજ ભીનો કકડો ઢાંકવો ને બીજે દહાડે ખાવામાં લેવાં. શેર ૧ માં ૭ માણસ જમે.

## ફરસીપુરી કરવાની રીત.

ઘઉંનો લોટ શેર ૧. રવો, મેંદો તથા માણ દહીંથરાં પ્રમાણે પોણા પૈસાભાર મીઠું. પોણા પૈસાભાર મરીના તાંદળા. પોણા પૈસાભાર જીરૂં. પોણા પૈસાભાર હળધ. એ બધું નાખી લોટ બાંધી પુરી વણીને ઘીમાં તળવી. શેર ૧ માં ત્રણ માણસ જમે.

## ખડબૂચાં

માણસ દીઠ બશેર ગણવાં અને ખાંડ શેર અડધો.

પૂરીમાં શેરનાં બે માણસ ગણવાં.

## રસપૂરી.

માણસ દીઠ કેરી શેર ચાર ગણવી.

પૂરીમાં શેરે અઢી માણસ ગણવાં. લ્હેંચીમાં પણ શેરનાં અઢી માણસ ગણવાં.

## મુરબ્બો કરવાની રીત.

કાચી કેરીને છોલી કકડા કરી પાણીમાં બાફી કહાડી લેવા. પછી પાતેલીમાં થોડું પાણી નાખી, અંદર ખાંડ નાખી, ચાસણી કરવા મૂકવી, તેમાં થોડું દુધ છાંટવું અને મેલ ઉપર આવે તે કહાડી નાખવો. અને ત્રણ તાર નીકળે એવી ચાસણી કરી તેમાં કેરીનો કકડા નાખવા અને પાણી છુટે તે બળ્યા પછી ઉતારી લેવો. ને એલચી નાખવી. મુરબ્બાની કેરી શેર એક તથા ખાંડ શેર દોઢ લેખે ગણવી. પૂરીમાં શેરે બે માણસ ગણવાં. સરફ્જનનો મુરબ્બો પણ એજ રીતે થાય છે. સફ્રજન બાફવાં નહી.

ખાંડ કેરી કરવી હોયતો તેની ચાસણી નરમ રાખવી. મુરબ્બામાં શેરે ત્રણ માણસ ગણવાં

ગોળકેરીમાં શેર કેરીમાં સવાશેર ગોળ નાખવો.

## કેળાં લ્હેંચી.

માણસ દીઠ કેળાં નંગ સાત તથા ખુરું ૦। શેર. લ્હેંચીમાં શેરનાં ત્રણ માણસ ગણવાં.

## બોળેલી રોટલી.

ઝીણા ચાળેલા લોટની ઉપસેલી રોટલી કરી ઉની ઉની ઘીમાં નાખી ચોડા કરવા. અને ચોડા ઉપર પાછું સારી રીતે ઘી ચોપડવું. શેરનાં અઢીમાણસ ગણવાં. માણસ દીઠ ખુરું પાશેર. શેર લોટે ઘી શેર ૧.

## પરસુદીની સેવ કરવાની રીત.

ઘઉં ધોઇ ગાંસડી બાંધી થોડીવાર તડકે મૂકી દળાવવા અને લોટને ઝીણો ચાળી દૂધે બાંધવો અને સારી રીતે મસળી સેવ વ-ણીને તડકે સૂકવવી.

સેવ ઓસાવવી હોય ત્યારે અધરણ ખખળાવી અંદર સ્હેજ ઘી નાંખી ઓરવી અને બફાય એટલે ચાળણીમાં સ્હેજ ઘી ચોપડી તેમાં ઓસાવવી.

## ઢોકળાં કરવાની રીત.

અડદની દાળ શેર ૫, ચોખાની કણકી શેર ૧, જુવાર નાંખ-વી હોય તો કણકીથી અડધી નાંખવી. લોટ કરકરો દળાવવો.

એ સર્વ દળાવી જમણ કરવું હોય તેને આગલે દહાડે આથવું.

તેલનું માણ મૂંઠી વળતું નાંખવું તથા હળધ મીંઠું અને હીંગ વજનસર નાંખવા આદું મરચાં શેરે ૦। શેર નાંખવા તાપના દિવસ ન હોય તો ઉનું પાણી નાંખી ખુબ ફીણવું અને થાળીમાં પથરાય એવું નરમ રાખવું.

બીજે દિવસે થાળી ઉતરે એવડાં પાતેલામાં પાણી નાંખી ચૂલે મૂકવું અને અંદર ઇંટ ગોઠવવી. પછી થાળીમાં ખીરૂં પાથરી ઇંટ ઉપર થાળી ગોઠવી પાતેલા પર ઢાંકવું

બફાઇ પાણી સોસાય ત્યારે થાળી કહાડી લેવી અને ઢોકળાંના કકડા પાડવા. તેલમાં હીંગ મરચાં નાંખી ઢોકળાંને માટે વઘાર તૈયાર કરવો. શેર ૧ નાં પાંચ માણસ ગણવાં.

## ખમણઢોકળી કરવાની રીત.

ચણાની દાળ તથા ચોખા સરખે વજને સવારના પલાળી સાંજે વાટી નાંખી આથી મૂકવું. અંદર થોડી કોપરાની છીલ તથા આદુ મરચાં હીંગ મીઠું વજનસર નાખવું. પછી થાળીમાં થાબડી દેવું. પાતેલીમા પાણી ખખળતું કરી પાતેલી ઉપર થાળી ઉંધી પાડી દેવી. થાળી બરાબર બેસતી ના આવતી હોય તો પાતેલાપર કકડો બાંધી ઉપર મુજબ કરવી. બફાઇને કોરી પડે એટલે ઢોકળાંની પઠેમ કકડા પાડવા. અંદર માણ નાખવું નહીં, ઉપરથી તેલ લેવું શેર દાળે પાંચ માણસ ગણવાં. કકડાને પાતેલીમાં વધારી અંદર ગોળ આમલીનું પાણી નાખવું. એ રીતેપણ થાય છે.

## ઘઉંમેથીનાં મુઠીઆં કરવાની રીત.

ઘઉના લોટમાં સારૂં ઘીનું માણ નાખવું, મેથી આખી તેલમાં સાંતળી શેર લોટે નવટાંક નાખવી તથા હીંગ, આદુ, મરચાં, હળદ, મીઠું વજન પ્રમાણે નાખી દહીંથી બાંધી મૂઠીઆં વાળવાં અને પાતેલીમાં તેલ મૂકીને ટાહાડે વધારે મૂકવાં ને ઉપર ઢાંકવું. તાપ ધીમો રાખવો. ખીલીને સારાં ગુલાબી રંગનાં થાય ને ઉતારવાં.

## કચોરી કરવાની રીત.

કચોરી કરવી હોય તેની આગલી રાત્રે મગની દાળ અથવા અડદની દાળ પલાળી મુકવી. બીજે દીવસે દાળને વાટી તેમાં છીણેલું કોપરૂં, લીલાં મરચાં, આદુ તથા કોથમીર અને હળધ, મીઠું વજન ન સર નાંખી એ પુરણને ઘી અથવા તેલમાં સાંતળવું. પુરી વણવા

માટે ઘઉંનો લોટ અથવા રવો તથા મેદાનો લોટ સરખે ભાગે લઈ વજનસર માણ નાંખી બાંધવો. પુરી વણી તેમાં પુરણ ભરી ઘી અથવા તેલમાં તળવી.

## લીલવાના ઘુઘરા કરવાની રીત.

પોપચાં સાથે લીલવાને દૂધપાણીમાં કરીએ તેવી રીતે કરવા. પાણી જરા વધારે મૂકવું અને તેલ ઓછું મૂકવું. બફાવવા આવે ને અંદર પાશેર દુધ નાંખવું તે બધું સોસાયા પછી તે પોપચાં સાથેના લીલવાને છુંદી નાંખવા અને તે છુંદામાં આદું, મરચાં નાંખી હીંગનો વઘાર કરવો પછી તેના ઘુઘરા ભરવા અને તેલમાં તળવા. ઘુઘરાના લોટમાં માણ સારી રીતે દેવું. ચોળી વગેરેના ઘુઘરા પણ એજ રીતે કરવા.

## ગોળ આમલીવાળાં શાક કરવાની રીત.

બટાટા બાફી છોલીને કકડા કરી તેલનો વઘાર કરી વઘારવા અને તેમાં ગોળ આમલી તથા ચણાનો લોટ એકઠું મેળવી તે પાણી અંદર નાંખવું અને બરાબર હલાવ્યાં કરવું પછી ઢાંકી દેવું અને લોટ બફાય ત્યારે ઉતારી લેવું. હળધ મીઠું વજનસર નાંખવું.

## પાપડીનું ઉંધિયું કરવાની રીત.

પાપડી વીણીને સળેલી કહાડી નાંખવી. પછી અંદર તેલ, આદુ, મરચાં તથા કોથમીર જાડાં વાટીને એ મસાલો તથા મીઠું પાપડીમાં ભેળવવાં. બટાટા, ચીભડાં તથા રવૈયાં વેંગણ ચીરીને અંદર મસાલો ભરવો અને રતાળુ, કંદ તથા સકરીયાનાં કકડા કરીને ઉપલો મસા-

લો ભેળવવો. પછી બધું એકઠું કરી પાતેલામાં ભરવું અને આગળ પડતું તેલ નાંખવું અને ઢાંકવું ને ધીમે તાપે બફાવવા દેવું.

થોડીવારે તળે ઉપર કર્યાં કરવું અને બફાયા પછી ઉતારી લેવું. ઉપરથી જોઇતું તેલ લેવું.

માટલામાં કરવું હોય તો પાપડી વગેરે માટલામાં ભરી કહલા રથી માટલાનું મ્હોં બંધ કરી ઉંધું મૂકી આગળ પાછળ છાણાં ગોઠવી સળગાવીને બાફવું. માણસ દીઠ મસાલા સાથે શેર ૧ા ગણવું.

## નરમ શાક.

ચાર પાંચ જાતના શાક તથા ચણાની દાળ એ સર્વને એકઠું કરી નરમ શાક કરવું. આદું મરચાં તથા ગરમ મસાલો વજનસર નાંખવાં. તથા ઘઉંના લોટમાં થોડો ચણાનો લોટ ભેળવી માણુ તથા મસાલો નાખી ભજીઆં કરવાં અને તે નરમ શાકમાં નાંખવાં અંદર થોડી આમલી નાંખવી. શેરમાં ત્રણ માણસ ગણવાં.

## રગડ.

રગડ કરવું હોય તો સુરણ અને ચણાની દાળ જોડે બાફી છાશ ઉકળવા આવે ને નાંખવું. મસાલો કઢી પ્રમાણે, શેરનાં ચાર માણસ ગણવાં. રગડમાં જે ચીજ નાંખવી હોય તે શેરે પાશેર લેખે ગણવી. ભાજી અને ચણાની દાળ અથવા બટાટા અને ચણાની દાળ પણ નખાય છે.

## રવૈયાં વેંગણ કરવાની રીત.

રવૈયાં વેંગણને ચીરી દાબડા કરવા અને અંદર આદું, મરચાં કોથમીર, કોપરૂં તથા ચણાનો લોટ એ સર્વ એકઠું કરી થોડું તેલ

તથા મીઠું વજનસર નાંખી વેંગણમાં ભરવું. ઉપર સ્હેજ સંચોરો ભભરાવવો. અને ટાઢે વધારે ચૂલે મૂકવાં. લાલ ચામડી થાય ને હોલે મૂકવાં.

કારેલાં, કટોલાં, ચીભડાં, બટાટા વગેરેનાં રવૈયાં પણ એજ પ્રમાણે કરવાં. સુકો મસાલો ભરવો હોય તો, ધાણા, જીરૂં, હળદ તથા મીઠું એકઠાં કરી ભરવું. તેલ જો સારી રીતે મૂકયું હોય તો પાણી છાંટવાની જરૂર પડતી નથી.

## શાકની ગણત્રી કરવાની રીત.

જમણમાં શાકમાં શેરે ત્રણ માણસ ગણવાં. કારેલાં વગેરે છૂટા શાકમાં શેરે ચાર માણસ ગણવાં.

નરમ દાળમાં શેરનાં પાંચ માણસ ગણવાં.

ધાડી દાળમાં શેરે દશ માણસ ગણવાં.

ચોખામાં શેરે પાંચ માણસ ગણવાં.

પાપડી તથા ચોળીમાં શેરે એક માણસ ગણવું.

સુકા કઠોળમાં શેરે ચાર માણસ ગણવાં.

રાયતામાં પાંચ માણસે દોઢ શેર બટાટા તથા દોઢ શેર દહીં

ભડત વગેરે બીજાં રાયતાંમાં શેરે ચાર માણસ ગણવાં અને શેરે અચ્છેર દહીં.

રતાળુકંદનાં ભજીઆમાં શેરે ચાર માણસ ગણવાં.

કેળાંનાં ભજીયાંમાં માણસ દીઠ ત્રણ કેળાં ગણવાં.

ભાજીનાં ભજીયાંમાં માણ સદીઠ પણી બે ગણવી.

કેરીનાં ભજીયાંમાં શેરે એક માણસ ગણવું.

## વાટ કરવાની રીત.

દહીં વલોવીને છાશ કરવી અને થોડી રાઇ પીણી અંદર નાખવી. કેળાં છુંદીને નાખવાં. પુદનો અથવા કોથમીર અને સ્હેજ આદુ તથા ખાંડ એ સર્વ વજનસર નાખવું. થોડું મીઠું પણ નાખવું અને અંદર હીંગનો વધાર ઘીમાં કરીને અંદર નાખવો.

## કેરીનું પનુ તથા બધી જાતની કઢી.

કાચી કેરીને બાફવી અને પછી મીઠા પાણીમાં ચોળી નાખી ખાંડ નાખી ગાળી લેવું અને અંદર સ્હેજ મીઠું નાખવું

ગોળ આમલીનું કરવું હોય તો આમલીના પાણીમાં ગોળ નાખી ગાળી લેવું. ઉકાળીને અંદર હીંગનો વધાર કરવો.

ગોળ આમલીની કઢી કરવી હોય તો ગોળઆમલીના પાણીમાં વેસણ નાંખી ઉકાળવું અને અંદર હીંગ મેથી મરચાંનો વધાર કરવો.

મોગરીની કઢી કરવી હોયતો મોગરીને ઝીણી સમારી મીઠું નાખી ચોળી નાખવી અને અંદરથી પાણી નીચવી નાખવું અને કઢીમાં નાખવી. એ કઢીમાં હળદ નાખવી નહીં. મૂળાની પણ એજ રીતે કરવી. તેમાં હળદ નાખવી.

ભીંડાંની કઢીમાં ભીંડાં ઘીમાં ધીમે તાપે બાફીને અંદર નાખવાં. ફજેતાની કઢી કરવી હોય તો રસ કહાડેલા કાચા ગોટલા પાણીમાં ધોઇ ગાળી લેવું ને અંદર છાશ અને વેસણ નાંખવું અને કઢતાં મુઠ ને સૂંઠ નાખી ઉકાળવી.

## બાટી કરવાની રીત.

ઘઉંનો લોટ જાડો દળેલો લેવો અને અંદર સારૂં માણ નાખી આદું મરચાં તથા હળધ મીઠું વજનસર નાંખી લોટ કઠણ બાંધવો અને હાથેવતી પાતળી ભાખરી જેવી કરવી અને ખીચડીમાં થોડું પાણી રહે એટલે અંદર ખોસી દેવી. સાદી ખીચડીમાં શેર ચોખા ને પાસેર દાળ. એજ રીતની બાટી પાપડી ચોળી વગેરે લીલા શાકમાં તથા નરમ દાળમાં નખાય છે. ખીચડી માણસદીઠ ૦ાા શેર ગણવી.

કેળાં નાખી નરમ દાળ કરવી હોય તો કેળાં દાળ ઉકાળી રહ્યા પછી જમતી વખત નાખવાં. કેળાં છુંદી અંદર થોડું ઘી તથા ખાંડ નાખીને નાખવાં.

સાખીઆં પાકી કેરીનાં નાખવાં હોય તો તેને ઝીણાં સમારી જમતી વખત નાખવાં. કાચી કેરી આમલી તથા કોકમ ખટાશને માટે નાખવું હોય તો ઉકળતી દાળમાં નાખવું. વેગણ, કારેલાં, કંટોલાં, બટાટા વગેરે નાખવું હોય તો તે ચીજો ઉકાળતાં પહેલાં નાખવી કે સારી રીતે બફાઇ રહે.

## પાપડી કરવાની રીત.

તેલમાં પાણી નાખી સંચોરો વજનસર નાખવો અને હલાવી ને તેમાં પાપડી નાખી ચૂલે મૂકવી. કંદ અથવા સુરણ બટાટા કંઇ નાખવું હોય તો એકવાર ઉછાળીને પછી નાખવું. થયા પછી આદું મરચાં કોથમીર નાખવાં. ચોળી, વ્હાલોળ, ગુવારસીંગ પણ એ રીતે કરવું. એ દુધ પાણી કહેવાય છે.

## સણુંગ કરવાની રીત.

દીવેલવાળા વાલને રાખેવતી કોરા કરી રાતના પલાળવા. અને બરાબર પલળેલા લાગે તો સવારે કહાડી નાખવા; નહીં તો સાંજે કહાડવા. ટોપલામાં કહાડી ઉપર સારી રીતે લૂગડું ઢાંકી મૂકવું એટલે સણુગા ફુટશે. પછી પાણીમાં પલાળવા અને છોલવા. સાધારણ શાક વઘાર કરીને કરીએ તે રીતે કરવી. નરમ સણુંગ કરવી હોય તો પાણી વધારે નાંખવું.

સણુંગ કરવી હોય તો તેને બે ત્રણ દીવસ આગળથી વાલ પલાળવા. મોગ વગેરે કઠોળ સણુગેલું કરવું હોય તે પણ એજ રીતે સણુગાવવું. લીલી સણુંગ કરવી હોય તો આગલે દિવસે લીલવા મીઠા પાણીમાં પલાળી બીજે દિવસે છોલવા.

## પાટોડી કરવાની રીત.

ચણાની દાળ દળાવવી. એક વાડકો લોટ અને બે વાડકા ખાટી છાંસ નાખવી. હળધ મીઠું તથા જીરું મરી નાખી હલાવી નાખવું. અને પછી ચૂલે મૂકવું. પાણી બળે ને લોટ બફાઇને ચીકણો થાય એટલે ઉતારી નાખી ગરમને ગરમ થાળીમાં પાતળી પાથરી દેવી. થોડીવાર પછી ઉખેડી વીંટા વાળી દેવા અને તેલમાં બોળીને પીસવી. લોટને ચૂલે મૂકયા પછી હલાવ્યાં કરવો. ગાંઠા બાઝવા દેવા નહીં. એ લોટને વધારે જાડો થવા દઈ થાળીમાં થાબડી તેલનો વઘાર રેડી કકડા પાડવા એ રીતે પણ થાય છે.

## પુડા કરવાની રીત.

અડદની દાળ દળાવવી અને તે લોટમાં હળધ, મીઠું, હીંગ, આદું, મરચાં નાખવાં. તાવીપર પથરાઇ એવું નરમ આથવું અને

બીજે દિવસે પુડા પાડવા. તેલેવતી તળવા અથવા ઉપરથી તેલ લેવું, ઘઉં ના લોટના કરવા હોય તો તે પણ આ પ્રમાણેજ કરવા પણ અંદર શેરે નવટાંક મેથી નાખવી. શેરે અઢી માણસ ગણવાં.

## ભજીઆં કરવાની રીત.

ચણાના લોટમાં હળધ, મીઠું ધાણાજીરૂં તથા આદું મરચાં નાખવાં અને સારૂં માણુ દઇ પાણીં નાખવું અને થોડો સંચોરો પણ નાખવો.

જે વસ્તુનાં ભજીઆં કરવાં હોય તેના કકડા બોળીને તેલ ધુમાડા નીકળતું થાય ત્યારે ભજીઆં પાડવાં.

## પાતરાં કરવાની રીત.

ચણાનો લોટ તથા થોડો ઘઉંનો લોટ એકઠાં કરી ભજીઆં પ્રમાણે મસાલો નાખી ખીરૂં કરવું અને પાતરાં ચોપડી વીંટા વાળવા.

બાફેલાં કરવાં હોય તો કાકડી તુરીઆંમાં અથવા પાતેલામાં પાણી નાખી અંદર ઘાસ મૂકી તે ઉપર પાતરાંના વીંટા મૂકવા અને બફાય ત્યારે કહાડી લઇ કકડા કરવા અને તેલમાં બોળી પીરસવાં. તળેલાં કરવાં હોય તો કકડા કરી પેણીમાં તળવાં.

## દહિંવડાં અથવા ભજીઆં કરવાની રીત.

અડદના લોટમાં સંચોરા સિવાય ઉપર લખેલો સર્વ મસાલો નાખવો અને વડાં અથવા ભજીઆં પાડી તેને દશેક મીનીટ પાણીમાં રહેવા દઇને પછી દહીંમાં નાખવાં. આગલે દહાડે કરી મૂકીને બીજે દહાડે ઉપયોગમાં લેવાં. વડાં પાતરાં પર તેલ ચોપડીને કરવાં. ઘઉંના

લોટનાં કરવાં હોય તો અંદર સહેજ મેથી નાખવી. આ રીતે ભજીઆં કરી કઢીમાં પણ નખાય છે.

## ભરૂચી ભાજી વગેરેનાં મુઠીઆં કરવાની રીત.

ભાજીને ઝીણી સમારી ધોઇ નાંખવી અને અંદર થોડું મીઠું નાખી ચોળીને પાણી કહાડી નાખવું.

બે ભાગ ચણાનો લોટ અને એક ભાગ ઘઉંનો લોટ, ધાણા જીરૂં મીઠું વગેરે મસાલો નાખી સારૂં મોણ દેવું અને ભાજી તથા લોટ એકઠાં મેળવી મુઠીઆં કરી પાતરાં પ્રમાણે બાફવાં અથવા તળવાં બાફીને પણ તળી શકાય છે. મેથીની ભાજીનાં મુઠીઆં તથા દુધીનાં મુઠીઆં પણ આ રીતે કરીને તળવાં. મોરસનાં મુઠીઆમાં મોરસ બારી પાણી કહાડી નાખી ઉપર પ્રમાણે કરવાં અને મીઠું અડધે વજને નાખવું.

## ચણાની સેવ કરવાની રીત.

ચણાના લોટમાં મીઠું હળધ તથા હીંગ અને સુકાં મરચાંનો ભુકો નાખી લોટ બાંધવો.

તેલની પેણી ઉપર ઝારો મુકી સેવ પાડવી.

ગલેફેલાં ફારેલાં વગેરે કરવું હોય તો તેને ચણાના લોટમાં મેળવી તળવાં.

## ભડત કરવાની રીત.

વેંગણને છાણાં સીંચી અંદર બાફવું. પછી છોલીને છુંદો નાખી વધારી આદું મરચાં કોથમીર મીઠું નાખવું.

## પાપડ કરવાની રીત.

અડદનો લોટ શેર ૧, મીઠું ચાર પૈસાભાર, સંચોરો ચાર પૈસાભાર, મરી ધોળાં ૭ પૈસાભાર અને હીંગ પૈ ભાર. મગની દાળ નાખવી હોય તો શેરે ૦ાં શેર નાખવી.

## ભુરાં કોળાની વડી કરવાની રીત.

કોળાને છીનીથી છીનવું. આદુ, મરચાં, હળધ, હીંગ, મીઠું છીલના વજન પ્રમાણે નાખવું. છીલમાંથી થોડું પાણી કહાડી નાખવું. અડદના લોટ વાળી કરવી હોય તો શેર છીલે પાશેરને સુમારે લોટ નાખવો ને મેથીની કરવી હોય . તો થોડો મેથીનો ભૂકો નાખવો.

## કરકરવડી કરવાની રીત.

ચોખા માજરવેલના અથવા જાડા ચોખાનો લોટ એક વાટકો ભરી લઇ તેમાં બે વાટકા પાણી નાખવું. મીઠું, હીંગ અથવા આખું જીરૂં નાખી ખદખદાવી, લોટ કઠણ વડી પાડવા જેવો થાય ત્યારે વડી પાડવી.

## ચોખાપાપડીની રીત.

ચોખાનો લોટ તથા પાણી ઉપર પ્રમાણે લઇ મીઠું તથા હીંગ નાખી પાતળું ખીરૂં કરીને તેને થાળી અથવા ખાખરના પાતરાં ઉપર પાથરવું. થાળીમાં તેલ ચોપડી પાથરવી. પાતેલામાં પાણી ભરી માંહે ઈંટ મૂકી પાણી ખળખળે ત્યારે થાળી અંદર મૂકવી .પાતરાંઉપર કરી હોયતો પાતેલામાં ચાળણી ઉંધી મૂકી તે પર પાતરાં મૂકવાં. બફાય એટલે ઉખેડી તડકે સુકવવી. ચોખાના લોટની સેવ કરવી હોય તો

થાપડામાં ચણાનો લોટ સારો ચાળી, મીઠું હળદ, જીરૂં, મરી અથવા મરચાંનો ભૂકો નાખી થોડું મોણ દેવું. પછી વણી સુકવીને તેલમાં તળવાં.

મઠીઆં કરવાં હોય તો મઠનો લોટ ને મસાલો થાપડા પ્રમાણે નાખવો.

## મેથીઆકેરી કરવાની રીત.

કેરી મણ એકમાં મીઠું શેર આઠ, મેથી શેર ત્રણ, મરચાં શેર ૨ અને હીંગ પાસેર એ સર્વ ખાંડાવી મસાલો તૈયાર કરવો અને હીંગ સીવાય બધો મસાલો એકઠો કરવો અને તેલ શેર ૨ ઉનું કરવું. આકરૂં થાય ને અંદર હીંગ ખાંડેલી હોય તે નાખવી ને વધાર તૈયાર થાય એટલે મસાલામાં રેડી દેવો. વજન પ્રમાણે અંદર હળદ નાખવી ને ટહાડો પડે ને કેરીના દાખડા ભરવા. બીજે ત્રીજે દીવસે કેરી ડુબે એટલું તેલ નાખવું.

## રાયતીકેરી કરવાની રીત.

કેરી દાબડા કરી તેમાં મીઠું ભરી આથવી. ત્રીજે અથવા ચોથે દિવસે કહાડી ને ગોટલી કહાડી નાખી જરા સુકાતી કરવી અને પછી રાઇ દેવી. બીજે ત્રીજે દીવસે સરસીઉં અથવા તેલ નાખવું. મણ કેરીએ પાંચશેર રાઇ દેવી. હળધ વજનસર નાખવી. રાઇને ધોઇને ત્રણ દિવસ તડકે રાખવી. પછી ભરડાવી છોડાં ઝડકાવીને ખંડાવવી અને તેને પાણીમાં સારી રીતે ફીણાવવી. ફીણવામાં થોડું સરસીઉં અથવા તેલ નાખવું અને હળધ પણ ફીણવામાંજ નાખવી પછી કેરીમાં ભરવી. મીઠું મણે શેર ૭ લેખે ભરવું.

## ગોળીઆકેરી કરવાની રીત.

કેરી છોલી દાબડા કરી મીઠું ભરીને આથવી. ત્રીજે દિવસે કહાડી તડકે થોડી સુકવવી પછી ગોળ રાઇ તથા હળધ ફીણી દાબડા ભરવા. બીજે દિવસે અંદર સરસીઉં નાખવું. મણ કેરીએ ગોળ મણ એક તથા રાઈ શેર ત્રણ નાખવી. રાયતી કેરી પ્રમાણે ભરવું.

## પાકી કેરીનાં બફાણાં કરવાની રીત.

થોડી પાકવા આવેલી કેરીને પાણીમાં આખી બાફવી; પછી રાઇ ફીણી અંદર વજનસર હળધ મીઠું નાખી કેરીને રગદોળી દેવી. પછી થોડું સરસીઉં અથવા તેલ બીજે દિવસે નાખવું.

## મેથંબો કરવાની રીત.

કાચી કેરીને છોલીને કકડા કરવા અને તેને સહેજ બફાવા દઇ નિતારી લેવા અને પછી પાતેલીમાં તેલ થોડું મૂકી હીંગ મરચાં મેથીનો વધાર કરી કેરીના કકડા અંદર નાખીને ગોળ અથવા ખાંડ શેર કેરી હોય તો શેર ૧ નાખવાં. બરાબર પીગળી જાયને ઉતારી લેવું.

## બોર તથા ગુંદાં.

એ બન્ને ચીજને ગોળીઆ કેરીની રીત પ્રમાણે મીઠામાં આથીને કરવી.

સંભારવાળાં ગુંદાં કરવાં હોય તો ઠળીઆ કહાડીને મેથીઆ કેરીનો મસાલો ભરવો ને તેલ નાખવું.

મરચાં આથવામાં મેથીઆ કેરી પ્રમાણે મસાલો કરવો પણ અંદર મરચાં નાખવા નહીં.

## હીંગીઆ લીંબુ કરવાની રીત.

મેથી શિવાય બધો મસાલો મેથીઆ કેરીમાં લખ્યા પ્રમાણે કરવો અને લીંબુના દાબડા કરી સહેજ દીવેલ ચોળી મસાલો ભરવો. પછી અંદર થોડું તેલ ત્રીજે દિવસે નાખવું.

મેથીઆ કેરીનો મસાલો પણ ભરવો હોય તો ભરાય છે.

## બાફેલાં લીંબુ કરવાની રીત.

લીંબુમાં મસાલો ભરી સ્હેજ પાણી નાખી ધીમે તાપે બાફવાં અને અડધા બફાય એટલે અંદર કારેલાં બાફવાં હોય તો નાખવાં. કારેલાને સ્હોરીને દાબડા કરવા અને હાથેથી દાબીને પાણી નીકળે એટલું કહાડી નાંખવું અને ઉપલો મસાલો ભરી લીંબુ સાથે બાફવાં મૂકવાં.

રાઇવાળાં લીંબુ કરવા હોય તો મીઠું ભરીને અધકચરાં બાફવાં અને પછી પાણી હોય તો નીતારીને રાઇ દેવી અને ગળ્યાં કરવાં હોય તો રાઇ જોડે થોડો ગોળ ફીણવો.

## આરીઆં કરવાની રીત.

ચીભડાંને બે ફાડ કરી મીઠામાં આથવાં. ત્રીજે અથવા ચોથે દિવસે કહાડી લઇ છાપરે ઘાસની પૂળી પાથરી ઉંધા નાખી સુકવવાં અને તે પાસું સુકાયા પછી ચત્તાં સુકવવાં. બરાબર સુકાયાં પછી કકડા કરી રાઇ દેવી. મણ ચીભડાંએ મીઠું શેર ૫ તથા રાઇ શેર ત્રણ નાખવી. બીજે ત્રીજે દિવસે સરસીઉં અથવા તેલ નાખવું.

## બોળ અથાણું કરવાની રીત.

કેરીના દાબડામાં મીઠું ભરી અથવા આખી કેરીમાં મીઠું નાખી આંથી મૂકવી. એમાં બીજું કાંઇ નાખવું નહીં. આદું હળધ તથા આંબાહળધ, આંબુઆં, ગુંદાં, કેર વગેરે બોળે અથાનું હોય તેમાં મીઠું વજનસર નાખવું. અંદર ખટાસ નાખવી હોય તો લીંબુ અથવા કેરીનું પાણી નાખવું. કેરનું અથાણું બીજી રીતે થાય છે તે નીચે પ્રમાણે:—

કેરને દીવેલ તથા હળધ ફીણીને તેમાં ચોળી અંદર મીઠું વજનસર નાખવું.

## કોળાંપાક કરવાની રીત.

ભૂરાંકોળાંને છીણીવતી છીણી નાખવું. ને છીલને નીચોવીને ઘીમાં ગુલાબી સાંતળવો. શેર ૧ છીલે ઘી શેર ૦ાા અથવા ૧; ખાંડ ૦ાા અથવા ૦ાાા શેર, મોળો સાવો શેરે ૦ા શેર, બદામ, એલચી વીગેરે મસાલો વજન પ્રમાણે નાખવું. ખાંડની ચાસણી ગોળી વળતી કરીને પછી સાવો, બદામ, છીલ વીગેરે સાંતળીને માંહે નાખીને થોડીવાર ચુલા ઉપર રહેવા દેવું. પછી થાળીમાં નાખી ઠરવા દેવું. ત્યાર પછી કકડા પાડવા.

માવાને બદલે લોટ પણ સાંતળીને નંખાય છે.

## ઘસોટીઆ લાડુ સેકવાની રીત.

ઘઉંનો લોટ શેર એક, ઘી શેર પોણો, તેમાં લોટ સેકવો અને બીજે દીવસે તેને ફીણી શેરે પોણોશેર ખાંડ નાખીને વાળવો.

## ગોળપાપડી સેકવાની રીત.

ઘઉંનો લોટ સેકવો અને લાલ રંગનો થાય એટલે ખાંડ અથવા ગોળ નાખવાં. ઘી શેરે અચ્છેર તથા ખાંડ શેરે પોણોશેર ગોળ શેરે અચ્છેર.

## ચણાનો લાડુ સેકવાની રીત.

ચણાનો લોટ કરકરો દળાવીને સેકવો. બરાબર સેકાયા પછી ખાંડ નાખવી. ઘી શેર પોણો અને ખાંડ શેર એક. બદામ વગેરે મસાલો નાખવો. મગ વગેરેનો લાડુ એ રીતે સેકવો.

## પોંખનો લાડુ કરવાની રીત.

પોંખ દળાવી સેકેલો કરવો હોય તો લોટ રહેજ સેકવો અને અંદર ખાંડ નાખી થાળીમાં પાથરી મસાલો નાખવો. અને ઠરે ત્યારે ચોસલાં પાડવાં.

લીલા પોંખનો કરવો હોય તો લોટમાં ઘી ખાંડ ભેળી ફીણીને લાડુ વાળવો.

શેર લોટે ઘી શેર પોણો અને ખાંડ શેર એક.

## કંદનો લાડુ કરવાની રીત.

રતાળુ કંદને માટી ચોપડી ભુસરેટમાં બાફી છોડાં કહાડી નાખી છુંદવો. અંદર સાંઠું અને આદું મરચાં નાખી તેલમાં હીંગ નાંખી વઘાર કરી લાડુ વાળવા.

## કાંજી કરવાની રીત.

સાબુચોખાની કાંજી કરવી હોય તો થોડું પાણી ગરમ કરી અંદર સાબુચોખા નાખવા. બફાઇને સારી રીતે ફુલે ત્યાર પછી દુધ નાખી હલાવવી અને અંદર શાકર અથવા ખાંડ નાખવી.

---

આરારૂટની કાંજી કરવી હોય તો આરારૂટને ટાઢા દુધમાં મેળવીને ઉકાળી અંદર શાકર અથવા ખાંડ નાખવી.

---

મેલીન્સફુડની કાંજીમાં બે ચમચા પાણીને ગરમ થવા દઇને અંદર એક ચમચો મેલીન્સફુડ નાખી હલાવવું અંદર ઉનુ દુધ નાખીને શાકર અથવા ખાંડ નાખવી.

---

ભાતની ધાણીની કાંજી કરવી હોય તો ધાણીને પાણીમાં બાફવી. પછી ઝીણા કકડામાં લઇ છણી નાખવી. પાતળી કરવી હોય તો પાણીમાં છણવી. નીકર દૂધ નાખીને છણવી પછી બધા દૂધમાં મેળવીને ઉકાળવી. અંદર શાકર અથવા ખાંડ નાખવી.

મમરાની કાંજી પણ એ પ્રમાણેજ કરવી.

## ફરાળની રીત.

સીંગોડાંની પુરી તથા રોટલી કરવી હોય તો થોડો સીંગોડાંનો લોટ પાણીમાં બાફી ખાચી કરવી અને તે બીજા લોટમાં મેળવી લોટ બાંધવો. લોટમાં સારૂં માણ નાખવું. રાજગરાની પણ એજ પ્રમાણે થાય છે.

આગળ ચણાના લોટની લખી છે તે પ્રમાણે પાટોડી સીંગોડાંના લોટની કરવી. અડદના લોટની પેઠે ઢોકળાં પણ થાય છે.

લાડુ પણ ઘઉંનાં લોટનો થાય છે તે રીતે કરવો.

સીરો પણ એજ પ્રમાણે કરવો અને અંદર મસાલો નાખવો.

સુરણ બટાટાને બાફવાં અને પછી છુંદવા તેમાં કેળાં અને દહીં વજનસર નાખવું. થોડો સીંગોડાનો લોટ માણ દઈને ભેળવવો. આદુ, જીરૂં, મીઠું અંદર નાખવું. રાતના આથી સવારે ભજીઆં પાડવાં.

બટાટાને બાફી છુંદીને ચારણીથી ચાળી નાખવા અને અંદર ખાંડ નાખી ગરમ કરવાં. લુઓ વળાય તેવો થાય ત્યારે ઉતારી તેની ગળવેડમી કરવી. બટાટાના છુંદાની સેવ પણ પડાય છે.

કોપરાંની ઘારી પણ સીંગોડાના લોટમાં થાય છે.

સીંગનો લાડુ—સીંગ સેકીને લાલ છોડાં કહાડીને ઝાટકી નાખી અને ખંડાવી કુમળી ચાસણી કરીને સીંગના ભૂકામાં નાખી લાડુ વાળવો. અંદર સ્હેજ ઘી પણ નાખવુ. ચાસણી વગરનો લાડુ કરવો હોય તો સીંગના ભૂકામાં ખાંડ ભેળી અંદર ઘી ઉનું કરીને લાડુ વળે એટલું નાખી લાડુ વાળવો. શેરે ૦। શેર ખાંડ નાખવી. માણસ દીઠ બધો ફરાળ મળી બેજ દોઢશેર ગણવો.

ખારેકની ખીર-ખારેક ખાંડીને ઉકળતાં દૂધમાં વજનસર નાખી થોડીવાર ઉકળવા દઈ વજનસર ખાંડ નાખી ઉતારી લેવી.

સીંગોડાના લોટનું ગળવાણું પણ થાય છે.

રતાળુ કંદના પુડા, કંદને છીણીથી છીણવો અને તેમાં ખટાસ માટે વજનસર કેરી છીણવી, કેરી જો ન મળતી હોય તો દહીં અથવા છાસ નાખી તેને સારી પેઠે ફીણી મીઠું તથા જીરૂં વજનસર નાખી તાવી પર પાથરી ઘી અથવા તેલથી તળવાં.

## ગરમ મસાલો કરવાની રીત.

તજ, મરી, લવેંગ, શાહજીરૂં તથા વરીઆળી એ દરેક વસ્તુ ૧ પૈની; નાગકેશર, તમાલ પત્ર અને બાદલ તથા દગડ ફુલ એ દરેક અરધા પૈસાના; ધાણા શેર ૦।, હીંગ ૦। તોલો, મરચાં શેર ૦।, કોપરૂં શેર ૦।, હળધનાં ગાંઠીઆં નવટાંક, લસણ શેર ૦।, કાંદા શેર ૩.

ઉપરની દરેક ચીજને થોડા તેલમાં બદામી રંગની સાંતળી ખાંડી નાખવી. કાંદાને ઝીણા જુદા સમારી તડકે સુકવવા. સુકાયા પછી તેલમાં સાંતળી ખાંડવા. લસણ કાંદા નાખ્યા વગર પણ થાય છે. અને સાંતળ્યા વગરનો પણ થાય છે. ખાંડેલો મસાલો મજબુત ઢાંકણાંવાળાં વાસણમાં ભરવો કે વાસ ઉડી જાય નહીં. ૭ મહીના સુધી બગડતો નથી.

